# ખૂન કે જાદૂ?

[ અદ્ભુત રસથી ભરપુર સચિત્ર ડિટેકટીવ વાર્તા ]

અનુવાદક
મણિલાલ જેઠાલાલ વ્યાસ.
દોશીવાડાની પોળ—અમદાવાદ.

પ્રકાશક
બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
ત્રણ દરવાજા—અમદાવાદ

પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૦૦૦.

ઈ. સ. ૧૯૧૭. વિ. સં. ૧૯૭૩.



મૂલ્ય રૂ. ૧

## મણિલાલ જેઠાલાલ વ્યાસ કૃત

### પુસ્તકો.

નવ-દંપતીને શિખામણ. ... ... રૂ. ૧।

ખૂન કે જાદુ? ( સચિત્ર ) ... ... રૂ. ૧

અલાઉદ્દીનનો ઉદય. ( સચિત્ર ) ... ... રૂ. ૧।।।

કલ્યાણી અથવા હજાર વર્ષ પૂર્વેનું હિંદુસ્તાન.
( સચિત્ર ) ... ... ... રૂ. ૧।।।

---

મળવાનું સ્થળઃ—

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા—અમદાવાદ.

અમદાવાદ-( ઢાલગરવાડામાં. )
ધી "વિજય પ્રવર્ત્તક" પ્રીન્ટીંગ પ્રેસમાં
પટેલ મોહનલાલ મગનલાલે છાપ્યું.

# ભાગ્યચક્રનો મહામંત્ર.

---

લેખક:—ચુનીલાલ વર્ધમાન શાહ.

મૂલ્ય રૂ. ૧ાા; વી. પી. પોસ્ટેજ ૩ આના વધારે.

પૃષ્ઠ ૩૫૦, ઉંચા ગ્લેઝ કાગળ, સોનેરી પાકું પુઠું.

ચાર ફોટોગ્રાફિક સુંદર ચિત્રો.

દુર્ભાગ્યના ચક્રમાં અટવાએલો અને સંસારમાં માતાપિતાથી હીન બની ગએલો એક નવયુવક એકાએક પોતાનું ધન ગુમાવીને નિર્ધન બને છે, અને ધનિકતાને જ મનુષ્યની લાયકી સમજનાર એક કેળવાએલો જુવાન પોતાની ભગિની કે જે તે નિર્ધન યુવકની પ્રિયતમા હતી તેની સાથેનો વિવાહ તોડી નાંખી પ્રિયતમ-પ્રિયતમાના વિશુદ્ધ પ્રેમ ઉપર કાતિલ છુરીનો ઘા કરે છે! એ ઘાની વેદના વેઠતાં એ બન્ને પાત્રો ત્યારપછી જીવનની જે જે કસોટીઓપર ચડે છે અને એક દુષ્ટ જનના કાવતરાથી તેઓને શિરે જે આપત્તિઓનો વરસાદ વરસે છે તેનું ચિત્ર વાચકના હૃદયને દ્રવીભૂત કરી નાંખે છે. એ કાવતરાથી નાયિકાના પિતાનું ખૂન થાય છે અને એ ખૂનના કાવતરાની શોધમાં એક ચતુર ડિટેક્ટીવ જે ભૂલથાપમાં પડે છે અને છેવટસુધી ગુન્હેગારને શોધી શકતો નથી તે વસ્તુ સંકલના એટલી અદ્ભુત છે કે વાંચનાર ભૂખ અને તરસની દરકાર કર્યા વિના વાર્તા આગળ ને આગળ વાંચવાની જિજ્ઞાસાને થોભાવી શકતો નથી!

મળવાનું સ્થળ:—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા—અમદાવાદ.

---

# પ્રસ્તાવના.

ગુજરાતી ભાષામાં ડિટેક્ટીવ કથાઓનું સાહિત્ય થોડું છે, અને જે કાંઇ છે તે પણ ઘણે ભાગે અંગ્રેજી અથવા બીજી ભાષા ઉપરથી ઉતારેલું હોય છે. અંગ્રેજીમાં કેટલાક ફ્રેંચ અને અમેરિકન લેખકોની કથાઓ ઘણી લોકપ્રિય છે અને આ દેશમાંના તેના વાચકો પણ તેની પ્રશંસા કરી રહ્યા છે. આ પ્રકારની કથાઓ માત્ર મનોરંજનને અર્થે જ લખાતી નથી, પરન્તુ વાચકની તર્કશક્તિમાં તે ઘણો વધારો કરે છે. કેટલાક ચતુર વાચકો એ પ્રકારની કથાઓમાંથી જ રસ મેળવી શકે છે અને સાંસારિક કે ઐતિહાસિક કથાઓમાં તેમને આનંદ મળતો નથી, તેનું કારણ બહુધા એવું હોય છે કે તેઓની તર્કશક્તિના પોષણને માટે જે પ્રકારના રસની જરૂર હોય છે તે પ્રકારનો રસ ડિટેક્ટીવ સિવાયની બીજી કથાઓમાંથી તેમને મળી શકતો નથી. આપણે ત્યાં ડિટેકટીવ નવલકથાઓનું દેશજ સાહિત્ય ઘણું થોડું છે, અને તેનું કારણ એ છે કે આપણા દેશના ગુન્હા શોધનારા જાસૂસો પોતાના અનુભવેલા બનાવોને પુસ્તકારૂઢ કરવાની ટેવવાળા નથી, તેથી ઉલટું પાશ્ચાત્ય જાસૂસો એ અનુભવોની નોંધપોથીઓ રાખે છે અને તેમની એવી નોંધપોથીઓ જ અનેક પ્રકારની કથાઓને જન્મ આપનારી થઇ પડે છે. આ કારણથી અનુવાદો કે રૂપાંતરોના રૂપમાં અંગ્રેજી કે ફ્રેંચ ડિટેક્ટીવ વાર્તાઓ જ આપણી ભાષામાં બહુ પ્રમાણમાં ઉતરી છે; અને હાલમાં મોટાં શહેરોમાં સીનેમેટોગ્રાફોમાં જે નાનાં મોટાં ડિટેક્ટીવ નાટકો બતાવવામાં આવે છે તથા તેઓ પ્રેક્ષકોનું જે અસાધારણ આકર્ષણ કરે છે, તે જોતાં એ પ્રકારનું નવું સાહિત્ય ઉત્પન્ન થવાની આશા પણ થોડી રહે છે.

આ નવલકથા 'પરિમલ' નામની બંગાળી નવલકથાનો અનુવાદ છે. બંગાળી ભાષામાં **પાંચકડીદેની** ડિટેક્ટીવ કથાઓ બહુ વખણાય છે અને આ કથા પણ એકસરખી રીતે વખણાએલી છે. હિંદી તથા મરાઠીમાં પણ તેના અનુવાદો થયા છે. ગુજરાતી ભાષામાં આ પૂર્વે પણ તેના કેટલાક અનુવાદો થઈ ગયા છે, પરન્તુ એ અનુવાદો હિંદી ભાષાની આવૃત્તિ ઉપરથી થએલા હતા અને હિંદીમાં મૂળ બંગાળી કથાનું કેટલુંક સૌંદર્ય ઉડી જવા પામ્યું હતું, તેથી આ નવો અનુવાદ કરવાની પ્રકાશકની ઇચ્છાને અનુસરીને મેં તે કાર્ય બજાવ્યું છે. તે કાર્ય કેટલે અંશે સફળ થયું છે તે વાચકો જ જોઈ શકશે.

કથાના રસના પરિપોષણને માટે તેમાં સુંદર ચિત્રો પણ મૂકવામાં આવ્યાં છે.

| | | |
|---|---|---|
| દોશીવાડાની પોળ<br>**અમદાવાદ.**<br>તા. ૧-૫-૧૯૧૭ | } | **મણિલાલ જેઠાલાલ વ્યાસ.** |



# વિષયાનુક્રમણિકા.



# ખૂન કે જાદૂ?

## પ્રકરણ ૧ લું.

### લગ્નમાં વિઘ્ન.

Heard you that?
What Prodigy of horror is disclosing.

*Lillo: "Fatal Curiosity."*

"અરેરે! ઓ બાપરે! હવે શું થશે? સત્યાનાશ વળી ગયું!" એમ બોલીને એક સૌન્દર્યવતી સુંદર પોષાક ધારણ કરેલી બાલિકાએ વિદ્યુત્વેગે બેઠકખાનામાં પ્રવેશ કર્યો. તે બાલિકાની ઉમર લગભગ પંદર વર્ષની થવા આવી હતી, જુવાનીનાં સઘળાં લક્ષણો તેના સુકોમળ પ્રત્યેક અંગપર વિકસી રહ્યાં હતાં.

જે ગૃહમાં બાલિકાએ પ્રવેશ કર્યો હતો, તે અટ્ટાલિકાના નીચેના ભાગનું એક બેઠકખાનું-દિવાનખાનું હતું. તે વિશાળ દિવાનખાનાને સુંદર વસ્તુઓથી શણગારીને અતિસુશોભિત બનાવવામાં આવ્યું હતું બેઠકખાનાની પ્રત્યેક દિવાલે નાના પ્રકારનાં ચિત્રો અને સુંદર તસવીરો લટકાવેલી હતી. તે ચિત્રાવલિની અંદર એક મ્હોટું તૈલ ચિત્ર (ઓઇલ પેઇંટીંગ) હતું, તેમાં એક વિશ્વમોહિની બાલિકાની મૂર્ત્તિ આલેખેલી હતી. વધારામાં દ્વારની સન્મુખ એક મ્હોટો આયનો લટકાવવામાં આવ્યો હતો, તેમાં તે અપૂર્વ સુંદરી વિશ્વમોહિનીની મૂર્ત્તિનું પ્રતિ-

બિંબ પડવાથી આખું બેઠકખાનું અવર્ણનીય શોભાથી સુશોભિત બની રહ્યું હતું. તે સિવાય નાના પ્રકારની દેશી અને વિદેશી સુંદર વસ્તુઓથી બેઠકખાનું ઝાકઝમાળ થઈ રહ્યું હતું.

દિવાનખાનાને ભોંયતળીએ એક સુંદર જાજમ બિછાવેલી હતી, તે પર બેસીને બે વ્યક્તિઓ કંઈ વાતચીત કરતી હતી. તે બે વ્યક્તિઓમાં એક ઘરનો માલિક હતો, તેની વય લગભગ ચાલીસ વર્ષની થવા આવી હતી; તેનું નામ રામકુમાર ચૌધુરી હતું. બીજો પુરૂષ જુવાન હતો, તેની ઉંમર ચોવીસ વર્ષની થઈ હતી. તેના શરીરનો રંગ બહુ ધોળો તેમ કાળો પણ નહિ એવો સુંદર હતો. તેનો ચહેરો હસમુખો, પ્રેમાળ અને અતિશય સુંદર હતો. તેનું નામ દેવીદાસ મુખોપાધ્યાય હતું.

આજે રામકુમાર બાબુની માત્ર એકની એક પુત્રી વિમળાના લગ્નનો દિવસ હતો. લગ્ન રામકુમાર બાબુની સન્મુખ બેસીને વાતચીત કરનાર યુવક દેવીદાસની સાથે થવાનાં હતાં. આ લગ્ન તદ્દન ગુપ્ત રીતેજ કરવાનાં હોવાથી રામકુમાર બાબુએ તે બાબતની અગાઉથી સઘળી વ્યવસ્થા કરી રાખી હતી. એનું કારણ પ્રસંગ આવ્યે પાછળથી જણાવવામાં આવશે.

રામકુમાર બાબુ તે બાલિકાને આવી રીતે વ્યાકુળતાથી એકાએક દિવાનખાનામાં પ્રવેશ કરતી જોઇને એકદમ વિસ્મય પામી ગયો. તે બોલ્યોઃ " શું થયું છે, પરિ ? "

બાલિકાનું નામ પરિમલદેવી હતું. તે રામકુમાર બાબુની બ્હેનની પુત્રી હતી. પરિમલદેવી હાંફતી હાંફતી તેની મ્હોટી બંને આંખો વિકસાવીને બોલીઃ " સત્યાનાશ વળી ગયું! વિમળા નથી! "

રામકુમાર બાબુએ કહ્યું: " ન હોય કેમ ? ક્યાં ગઇ છે ? "

પરિમલ હવે ધ્રુસ્કે ને ધ્રુસ્કે રડવા લાગી: "અરેરે! હવે શું થશે? હું હમણાં તેના ઓરડામાંથી તપાસ કરીને જ આવું છું—ઓ બાપરે! મારી વિમળા નથી!"

રામકુમાર બાબુ અતિશય ગુસ્સે થઇને બોલ્યો: "નથી—તો ગઈ ક્યાં? વારૂ! જા, બરાબર તપાસ કર—હું ધારૂં છું કે—"

પરિમલ વચમાં બોલી ઉઠી: "હવે ક્યાં તપાસ કરવી—તપાસ કર્યે હવે શું થવાનું હતું?!"

રામકુમાર બાબુ ગુસ્સે થઇને બોલ્યો: "અરે કમનસીબ છોકરી! હું ધારૂં છું કે વિમળા કદાચ બગીચામાં ગઈ હશે. દેવીચરણ, (દેવીદાસને કોઈ કોઈ વખત દેવીચરણ કહીને પણ બોલાવવામાં આવતો હતો) ચાલો આપણે તપાસ કરી જોઇએ—આ કમનસીબ છોકરી જ્યારે ને ત્યારે રજનું ગજ કરી દેખાડે છે કે શું?" એમ કહીને રામકુમાર બાબુ ઉઠીને ઉભો થયો.

પરિમલદેવી તેનો હાથ પકડીને મ્હોટા અવાજથી રડવા લાગી. તેને રડતી જોઇને રામકુમાર બાબુ એકાએક સ્તંભિત અને ભયભીત બની ગયો.

દેવીચરણે કહ્યું: "પરિમલ! શું થયું છે, બરાબર ખુલ્લે ખુલ્લું કહે જોઇએ?"

રામકુમાર બાબુએ કહ્યું: "તુ રડે છે કેમ? શું થયું છે તે તો કહે!"

પરિમલ બોલી: "અરેરે શું બોલું? મારા હાથ પગ થરથર કંપે છે, હું હવે ઉભી રહી શકતી નથી—ભયથી મારો પ્રાણ ઉડી જાય છે. હે કાલિકા માતા! આપ આ વિષે કાંઈ જાણો છો? આ

શો બનાવ બન્યો ? મારી વિમળા ક્યાં ગઇ ? હું તેને એકલી મૂકીને મારા ઘરમાં શું–મરવાને ગઈ હતી ? "

રામકુમાર બાબુ બહુ જ બુદ્ધિશાળી અને દઢ ચિત્તવાળો હતો. તેણે જાણ્યું કે વિમળા કંઈ કારણસર કોઈક સ્થળે ગઈ હશે અને તેને નહિ ભાળવાથી પરિમલ આટલી બધી અધીરી બની ગઈ છે. તે બોલ્યો: "દેવીચરણ ! થોડી વાર ઉભા રહો; હું એક વાર તપાસ કરી હમણાં પાછો આવું છું. ઘણું કરીને વિમળા બગીચામાં ગઈ હશે–અથવા જો ત્યાં ન હોય તો ત્રીજા માળની અગાશીમાં તો તે નિશ્ચયપૂર્વક એકલી બેઠી જ હશે. "

એ સાંભળીને મોટા અવાજથી રડતી પરિમલ બોલી: "ના– તે નથી–નથી–કોઈ પણ સ્થળે તે નથી ! હું સારી રીતે જાણું છું કે તે નથી. તેનો ઓરડો અને બિછાનું લોહીથી ખરડાએલું છે; તેની કોઈ હત્યા કરી ગયું છે–ખૂન કરી ગયું છે–ખૂન—"

"શું બોલે છે તું ? ખૂન કરી ગયું છે–વિમળાનું કોઈ ખૂન કરી ગયું છે ? " એમ બોલતો બોલતો રામકુમાર બાબુ ભોંયપર પડી જવાની તૈયારીમાં હતો એટલામાં દેવીદાસે તેને એકદમ પકડી લીધો.

રામકુમાર બાબુએ કહ્યું: "દેવીચરણ ! તમે થોડી વાર અહીં ઉભા રહો. હું હમણાં પાછો આવું છું. જોઈએ, વિધાતા મારા ભાગ્યરૂપી આકાશમાં દુઃખરૂપી કાળાં વાદળાં ફેંકે છે કે શું ? " એમ કહીને રામકુમાર બાબુએ પોતાનો હાથ દેવીદાસના હાથમાંથી ઝુંટાવી લીધો.

તે જોઈને પરિમલદેવી તેના પગમાં પડી જઈને વ્યાકુળ કંઠે બોલવા લાગી: "ના–ના ! કેવું ભયાનક ! મામા, હું તમને પગે લાગું છું, તમે ત્યાં જાઓ નહિ, જાઓ નહિ; તે ઓરડામાં જાઓ નહિ; ત્યાં જતાં પહેલાં આસપાસનાં પડોશીઓને તથા પોલીસ લોકોને

બોલાવી મંગાવો. તમે એકલા તે ભયંકર દેખાવ જોઈને ફાટી પડશો. હું સત્ય કહું છું કે તે દેખાવ જોઈને તમે જીવવા પામશો નહિ. ઘર લોહીલોહાણુ થઈ ગયું છે, તેની અંદરનાં કપડાં વગેરે પણ લોહીથી તરબોળ થઈ ગયાં છે. અરેરે વિમળા નથી! હે કાલિકા માતા! તમે આ અમારા પર શો કોપ કર્યો? અમારૂં સત્યાનાશ તમે શા-માટે કહાડયું?" એમ બોલતી બોલતી તે દુર્ભાગિની મૂર્ચ્છિત થઇને ભોંય ઉપર પડી ગઈ!

પછી રામકુમાર બાબુની આજ્ઞાથી બે દાસીઓ આવીને તેને તેના શયનભુવનમાં લઈ ગઈ.

રામકુમાર બાબુએ કહ્યું: "દેવીદાસ, ત્યારે તમે અહીં ઉભા રહો, જો કદિ વિમળા જીવતી હશે, તો તે તમારી છે; અને જો મરી ગઈ હશે, તો તે અત્યારે તો કેવળ મારી જ છે—તમારે શું! તમે શામાટે દુઃખ પામો છો? તમે અહીં ઉભા રહો, હું હમણાં આવું છું." એમ કહીને દેવીદાસને ઘરની અંદર પુરી બહારથી દ્વાર બંધ કરી દીધું. રામકુમાર ઉન્મત્તની માફક દોડયો, વિમળાના શયનગૃહમાં જવાના જીનાપર ચડતાં તે એકાએક પડી ગયો; પુનઃ ઉભો થઇને દોડવા લાગ્યો.

જ્યારે તે વિમળાના શયનભુવનની નજીક આવી પહોંચ્યો, ત્યારે તેની ગતિ મંદ પડી ગઈ; ભયથી તેના બંને પગ ચૈતન્યરહિત બની ગયા! શોકજનક ભગ્ન હૃદયે તે પોતાની પુત્રીના મૃત્યુગૃહના દ્વારમાં આવીને ઉભો રહ્યો. દ્વાર ખુલ્લું હતું. નજીકમાં એક મોટું આંબાનું વૃક્ષ તે ગવાક્ષની જોડાજોડ ઉગી નીકળ્યું હતું; તેની એક બે ડાળીઓ તે ગવાક્ષમાં થઈને તે ગૃહની અંદર પ્રવેશ કરી ચૂકી હતી. તે ગવા-ક્ષમાં થઇને શુકલપક્ષની અષ્ટમીના અર્ધ ચંદ્રના કિરણનું એક નાનું

ચાંદરણું તે ગૃહમાં પ્રવેશ કરીને રક્તરંગની સાથે ક્રીડા કરતું હતું. દ્વાર સન્મુખ એક સ્થળે થોડુંક લોહી જામી ગયું હતું.

બંને હાથે હૃદય દબાવી રાખીને શોકગ્રસ્ત રામકુમાર બાબુએ એક ક્ષણવારમાં તે ગૃહની અંદર પ્રવેશ કર્યો. ચોતરફ નજર કરીને જુએ છે, તો તે ગૃહનું ભોંયતળીયું લોહીથી રેલછેલ થઈ રહ્યું હતું. આ ભયંકર દેખાવ જોઈને રામકુમાર ભયથી, શોકથી, આંખો મીંચી વાળીને તે લોહીથી ખરડાએલા ભોંયતળીયે એકાએક બેસી ગયો !

## પ્રકરણ ૨ જું.

### વ્યાકુળ રામકુમાર.

બેહાલાની દક્ષિણે બડીયા નામક સ્થળે દસ વિઘાં જમીનની અંદર એક મોટી ભવ્ય અટ્ટાલિકા ગગનને ચુંબન કરી રહી હતી. તે દસે વિઘા જમીનમાં મકાનો બાંધેલાં નહોતાં; માત્ર બે વિઘાં જમીન અટ્ટાલિકાએ રોકી હતી અને બાકીની જમીનમાં જાતજાતનાં ફળફૂલોથી પરિપૂર્ણ એક સુંદર બગીચો આવી રહેલો હતો. તે બગીચાને ફરતો ચારે તરફ ઈંટોથી બાંધેલો એક કોટ હતો. આ બગીચાનો ઘાટ એવો સુંદર હતો કે દૂરથી જોનારને તે એક સુશોભિત ચિત્ર સમાન જણાતો હતો.

પ્રિય વાચક ! આ અટ્ટાલિકાની દુર્ઘટના લખવાનો આપણે પહેલા પ્રકરણથી પ્રારંભ કર્યો છે. આ અટ્ટાલિકાનો માલિક એક જમીનદાર રામકુમાર બાબુ કરીને હતો.

જો કે આપણે પ્રથમ કહી ગયા છીએ કે રામકુમાર બાબુ

બુદ્ધિશાળી અને દૃઢ ચિત્તવાળો હતો; કિન્તુ અત્યારે તેની તે બુદ્ધિ અને દૃઢતા એકાએક નાશ પામી હતી. તે ચિત્કાર કરીને નાના બાળકની માફક રડી પડયો: "વિમળા! પુત્રી! તેં આ કેવું સત્યાનાશ વાળ્યું? તું મારી એકની એક પ્રાણ કરતાં પણ વહાલી પુત્રી હતી; તારા પર મારા સઘળા સુખનો આધાર હતો. તારૂં સુંદર મુખ જોઇને મને અતિશય આનંદ થતો. અરે! તારી મા તને ત્રણ વરસની મૂકીને મરી ગઈ હતી, ત્યારથી તે આજ બાર વર્ષસુધી તારૂં પાલનપોષણ કરીને મેં અત્યંત પ્રેમથી તને ઉછેરી હતી; તેનો શું તેં આ બદલો આપ્યો? મારા પવિત્ર પ્રેમનું શું આ ફળ મળ્યું?! પુત્રી! આ મારા દુઃખી સંસારમાં માત્ર સુખની આશા એક તારા પર હતી; તારા સિવાય આ સંસારમાં મારે બીજું કોણ છે? અરે! પણ હું તને દોષ શામાટે આપું છું? દોષ તો મારા નસીબનો છે. તું ગઈ, તેની સાથે મારૂં સઘળું ગયું; આ સંસારમાં મારે હવે સુખ નથી, શાન્તિ નથી, આશા નથી, તૃપ્તિ નથી, હવે છે માત્ર એક આ મારૂં દુઃખી હૃદય અને શોકમય પ્રાણ; તે પણ જો ન રહે, તો મારે મરવું જ સારૂં છે!"

સમયનું અસ્તિત્વ ક્ષણિક છે; તેને જતાં વાર લાગતી નથી. ધીમે ધીમે સમય વ્યતીત થવા લાગ્યો; કિન્તુ શોકથી અંધ બની ગએલા નેત્રવાળા પિતાનું તે દુઃખ—તે ક્લેશ—તે શોક—અને તે નિરાશાજનક હૃદય ત્યાં ને ત્યાં પડયું રહ્યું!

રામકુમાર બાબુએ ઉઠી ઉભા થઈ તે ગૃહમાં એક વાર પુનઃ નજર કરી, તો માત્ર ઓરડાનું ભોંયતળીયું લોહીથી ખરડાએલું તેના જોવામાં આવ્યું. સૂવાનું બિછાનું પણ લોહીથી ખરડાએલું હતું. એક તીક્ષ્ણ ધારવાળી મોટી છરી લોહીલોહાણ થએલી તે બિછાનામાં પડી

હતી. તેણે કોઇ પણ ચીજને હાથ અડકાડ્યો નહિ; જેમ હતું તેમ સઘળું પડી રહેવા દીધું. તેણે બહાર આવીને દ્વાર બંધ કરીને તાળું લગાવી દીધું.

રામકુમાર બાબુ બેઠકખાના તરફ પાછો ફર્યો; દ્વાર ખુલ્લું કરીને તે બોલ્યો: "દેવીચરણ ! તમે મને કાંઈ પણ વાત પૂછશો નહિ; જો કદિ પૂછશો, તો નક્કી જાણજો કે કશો પ્રત્યુત્તર મળશે નહિ. અત્યારે મારૂં જે કર્ત્તવ્ય છે, તે હું કરૂં છું. અત્યારે મારે આ તીવ્ર પ્રતિહિંસા—આ દુઃખદાયક અગ્નિને શાંત કરવાને પાણીની જરૂર છે. મારી વિમળાનું કોઇએ ખૂન કર્યું છે, તેથી મારા હૃદયમાં જે સ્નેહ હતો—જે સમતા હતી, તે સઘળાંએ પ્રતિહિંસાનું રૂપ ધારણ કર્યું છે."

દેવીદાસે તેને પકડીને નીચે બેસાડી દીધો અને કહ્યું: "હું તમારૂં બોલવું કશું સમજી શકતો નથી. કૃપા કરીને સઘળી વાત મને ખુલ્લેખુલ્લી જણાવી દો !"

રામકુમાર બાબુએ આવેશમાં આવી જઇને કહ્યું: "ના, દેવીચરણ, સઘળી વાત તો શું કિન્તુ એક શબ્દ પણ હું તમને કહેવાનો નથી. તમે અત્યારે ને અત્યારે આ સ્થળેથી ચાલ્યા જાઓ—તમે હવે આ મકાનમાં આવવાને લાયક નથી."

થોડી વાર શાન્ત ઉભા રહ્યા પછી નાટચકારની માફક બંને હાથ ઉંચા કરીને તે પુનઃ બોલવા લાગ્યો: "સાંભળો દેવીચરણ ! જેણે મારી વિમળાને મારી નાંખી છે, તેને હું કદિ છોડનાર નથી. તેના રક્તનું પાન કરીશ. તે દુષ્ટનો હું જલ્દી પત્તો મેળવીશ. તે પાપિષ્ઠને હું સહજમાં છોડીશ નહિ. તમે અહીંથી જલ્દી ચાલ્યા જાઓ ! મારૂં મન અત્યારે સ્થિર નથી—તમારૂં હું હમણાં અપમાન કરી નાંખીશ; માટે જલ્દી અહીંથી ચાલ્યા જાઓ."

મોટા મનવાળો ગર્વિષ્ઠ યુવક રામકુમાર બાબુના મનની ગતિ તથા આવી રીતે તોછડાઇથી વર્તવાનું કારણ સમજી નહિ શકવાથી તુરત જ ત્યાંથી ચાલ્યો ગયો. તે વખતે તેના હૃદયની વ્યથા સંપૂર્ણ રીતે તેના મુખ ઉપર પ્રકાશી રહી હતી. પ્રિય વાચક! રામકુમાર બાબુએ દેવીચરણની સાથે આવી વર્તણુક શામાટે ચલાવી, તે આગળ વાંચવાથી જણાશે.

પછી રામકુમાર બાબુએ ડિટેકટીવ (જાસૂસી–છુપી પોલીસ)ના સુપરિન્ટેન્ડેન્ટને તાર કર્યો. તેમાં નીચેનાં વાક્યો લખ્યાં હતાં:–

"Send me the best detective you have in your employ at once. Immense rewards will attend his success!"

"ખબર મળતાં જ આપના તાબાના સર્વથી ચતુર જાસુસને મારી પાસે મોકલો. કામમાં ફત્તેહ મળ્યા પછી તેને સારૂં ઇનામ મળશે."

તે પછી તેણે પોતાના ચાકરોને આસપાસનાં સ્થળોમાં તેની પુત્રીના શબની શોધ કરવાને મોકલ્યા; પાછલી રાત્રે તેઓ સઘળા કશો પત્તો નહિ લાગવાથી નિરાશ થઇને પાછા આવ્યા.

બીજે દિવસે પ્રભાતમાં દેવીચરણે મુલાકાત લેવા આવવાની રજા માંગી. કિન્તુ રામકુમાર બાબુએ માણસ મોકલીને કહેવરાવ્યું કે, તેણે કોઈ પણ દિવસ તેના મકાનમાં આવવું નહિ. પરિમલ દિવસની અંદર બે ત્રણ વાર તેના મામા રામકુમાર બાબુની પાસે આવી; કિન્તુ રામકુમાર બાબુએ તેની સાથે કશી વાતચીત કરી નહિ. પરિમલે એક બે વાતો પૂછી; પરંતુ તેના મામાએ તેનો એવો તિરસ્કાર કર્યો કે તે ત્યાં એક ક્ષણ વાર પણ ઉભા રહેવાનું સાહસ કરી શકી નહિ–ઉદાસ થઈને તે ત્યાંથી ચાલી ગઇ.

ધીમે ધીમે રાત્રી થઈ ગઇ. રામકુમાર બાબુનું મન અત્યારે સ્થિર નથી, તે કેવળ ઘરની ચારે તરફ આમ તેમ ફર્યા કરે છે. હજી સુધી કોઈ જાસૂસ પણ આવ્યો નહિ. છેવટે રાત્રીના અગીઆર વાગ્યા, ત્યારે તે પોતાના શયનભુવનમાં જઈને એક ખુરશી ખેંચી લાવીને તે પર બેઠો અને હાથમાં એક પિસ્તોલ લીધી.

રામકુમાર બાબુએ બગીચા પાસેનું દ્વાર ખુલ્લું કર્યું. તેમાંથી તેણે જોયું કે આકાશ વાદળાંથી છવાઇ ગયું છે; ઘોર અંધકારમાં ચંદ્ર, તારા વગેરે ડૂબી ગયા છે. ભયંકર વાવાઝોડા સાથે વરસાદ પણ આવવા લાગ્યો. વિજળીના ચમકારાથી વચ્ચે વચ્ચે ભયંકર અંધકારમાં પણ કિંચિત્ વાર પ્રકાશ પડતો જાય છે, કિન્તુ પાછો તુરત જ ઘોરતમ અંધકાર પ્રસરી રહે છે. આવા ભયંકર દેખાવ કરતાં પણ અત્યારે રામકુમાર બાબુનું હૃદય સેંકડોગણું વધારે ભયંકર જણાતું હતું !

## પ્રકરણ ૩ જું.

### સંજીવચંદ્ર.

રાત્રીના બાર વાગ્યા એટલામાં એક નવો બનાવ બન્યો. રામકુમાર બાબુ ચમકી જઈને પોતાની પિસ્તોલ લઈને એકાએક ઉઠી ઉભો થઇ ગયો. તે એકદમ આવેશમાં આવી જઈને બોલ્યો: " કોણ છો તમે ? જલ્દી જવાબ આપો, નહિતો મોત આવ્યું સમજજો. "

તેનું બોલવું પૂરૂં થયું—ન થયું એટલામાં એક વ્યક્તિએ તે ગૃહમાં પ્રવેશ કર્યો. રામકુમાર બાબુ તેને જોઇને એકાએક દિગ્મૂઢ બની ગયો. તે કાંઇ પણ સમજી શક્યો નહિ. આગંતુક માણસ મોટો કલવર અને

મજબૂત બાંધાનો હતો. તેના હાથ લાંબા અને માંસથી ભરપૂર હતા. તેની છાતી વિશાળ અને મુખની કાન્તિ ઘણી તેજસ્વી હતી. સૌન્દર્યમાં પણ તે ઘણો ચડીઆતો હતો. તેને જોતાં જ મનમાં એમ થતું હતું કે તે કોઈ ચતુર અને શૂરવીર પુરૂષ છે. તેના શરીરનો રંગ કંચનના જેવો સુંદર અને દૃષ્ટિ અત્યંત તીક્ષ્ણ હતી. તેની ઉંમર આશરે પચીસ–છવીસ વર્ષની થવા આવી હતી.

રામકુમાર બાબુએ પુનઃ કહ્યું: "કોણ છો તમે? જવાબ આપો, નહિતો નક્કી મોત આવ્યું સમજજો."

આગંતુકે કહ્યું: "સાહેબ, આપ જેની રાહ જોઈને બેઠા છો, તે જ હું પોતે છું."

"કેવી રીતે તમે અહીં આવ્યા?"

"સામેનું દ્વાર ખુલ્લું હતું, ત્યાંથી હું આવ્યો છું."

"જુઠી વાત, તમે ચોર છો."

"સારૂં, ત્યારે ચોર છું, તેમાં તમને શું નુકસાન થયું? આપ તો જાગો છો; માત્ર જાગો છો એટલું જ નહિ, કિન્તુ તમારી પાસે હથિયાર પણ છે."

"શા હેતુથી તમે અહીં આવો છો? દૂર ઉભા રહો."

"ચોર વળી બીજા કયા હેતુથી ઘરમાં પ્રવેશ કરતો હશે?"

"અત્યારે મશ્કરી કરવાનો સમય નથી, જલ્દી બોલો, નહિ-તો હું તમને ગોળી મારવાને સંકોચ પામીશ નહિ."

"ધ્યાનમાં રાખજો કે ગોળી મારતાં પહેલાં કયાંક આપ જ ઘાયલ થઈ જતા નહિ!"

"અરે દુષ્ટ! શું ત્યારે તમે બારવટીયાના માણસ છો?"

"હા, હું બારવટીયાનો માણસ છું, મારા ઉપરીએ તમારા

ઘરમાં લૂંટફાટ કરવાના હેતુથી આ પત્ર લખી આપ્યો છે."

"જોઇએ, તેમાં શું લખ્યું છે ?"

તુરત જ તે બળવાન જુવાને ખીસ્સામાંથી એક પત્ર બહાર કહાડ્યો. રામકુમાર બાબુએ જમણા હાથમાં પિસ્તોલ આગંતુકની છાતી સામે બરાબર ધરી રાખીને ડાબા હાથે પત્ર લીધો. તે બોલ્યો: "કોણે મોકલ્યો છે ?"

"હમણાં કહ્યું તો ખરું; વાંચી જુઓને."

રામકુમાર બાબુ સમજતો હતો કે બારવટીઆઓ સહજમાં અથવા એકાએક પોતાનું ધારેલું કાર્ય સિદ્ધ નહિ કરી શકવાથી તેઓ સામેના માણસોનું લક્ષ બીજી બાજુ તરફ દોરવાને આવા પ્રકારના અનેક ચાલો કરવામાં કુશળ હોય છે. એમ ધારીને તે પોતાની પિસ્તોલ પ્રથમની માફક તેની સામે ધરી રાખીને મનમાં મનમાં પત્ર વાંચવા લાગ્યો.

પત્ર વાંચતાની સાથે જ તેના મનનો ભાવ એકાએક ફરી ગયો. તુરત જ પિસ્તોલ નીચે ફેંકી દઇને તે એકદમ આગંતુકને ભેટી પડ્યો.

મોકલેલા પત્રમાં લખ્યું હતું કે:—

"સાહેબ!

"આપના તારના ઉત્તરમાં મેં આ પુરૂષને મોકલ્યો છે. હું આશા રાખું છું કે એ પુરૂષદ્વારા આપનું કામ પાર પડશે. આપ આખા શહેરમાં ફરીને તપાસ કરો, તોપણ આના જેવો સુનિપુણ–ચતુર જાસૂસ બીજો કોઈ પણ મળી શકે કે નહિ, તે એક સંદેહ છે. આ પુરૂષને તમે મારો જમણો હાથ માનજો. જે સ્થળે કોઈ મહાન્ કાર્ય ઉપસ્થિત થાય છે, તે સ્થળે હું આને મોકલું છું; વળી હજીસુધી તેના કાર્યમાં કદિ પણ નિષ્ફળતા મળી નથી. આપ સંપૂર્ણ રીતે

વિશ્વાસ રાખજો અને એના મતને અનુસરીને સઘળાં કાર્ય કરજો."

રામકુમાર બાબુ અત્યંત આનંદ પ્રકટ કરીને આગંતુકના બન્ને હાથ પકડીને બોલ્યો: "આપ સાહેબનું નામ શું? આપનું વતન ક્યાં આવ્યું?"

"મારૂં નામ સંજીવચંદ્ર મુખોપાધ્યાય છે અને વતન વર્દ્ધમાન જીલ્લામાં છે."

"મારા વિષે આપ કશું જાણો છો?"

"ના. મને એક વખત કામ સોંપો, એટલે હું સઘળું મારી જાતે જાણી જઇશ."

"વારૂ, હવે આપ શું કરવાનું માંગો છો?"

"હું અત્યારે તો આપના મુખેથી સઘળી વાત સાંભળવા માંગું છું. કહો જોઇએ શી હકીકત બની છે?"

"હકીકત ઘણી ભયંકર છે; ચોરી નહિ—લૂંટફાટ નહિ—પણ ખૂન થયું છે! મારી પુત્રીનું કોઈ ખૂન કરી ગયું છે, અને તેનું મુડદું પણ ગુમ થઈ ગયું છે."

"આ બનાવ ક્યારે બન્યો?"

"ગઇ કાલે રાત્રે." એમ કહીને રામકુમાર બાબુએ લગ્નની તથા દેવીદાસની સઘળી વાત જણાવી દીધી.

સંજીવચંદ્રે પૂછ્યું: "દેવીદાસનું ઘર ક્યાં આવ્યું? તેના કુટુંબમા કોણ કોણ છે?"

રામકુમાર બાબુએ ઉત્તર આપ્યો: "કોઇ પણ નથી; બાલ્યાવસ્થાથી જ તેનાં માતાપિતા ગુજરી ગયાં છે. મારા સસરાએ તેને પાલનપોષણ કરીને મોટો કર્યો છે. તે દેવીચરણપર પુત્રના જેટલો પ્રેમ રાખતા હતા."

"તેનું નામ શું ? તે ક્યાં રહેતા હતા ?" સંજીવચંદ્રે પ્રશ્ન કર્યો.

"તેનું નામ ઘનશ્યામ મુખોપાધ્યાય. તે ભવાનીપુરમાં રહેતા હતા; હજી પણ દેવીચરણ તેમને ઘેર જ રહે છે." રામકુમાર બાબુએ ઉત્તર આપ્યો.

સંજીવચંદ્રે પૂછ્યું: "તેમને ગુજરી ગયાને કેટલી મુદત થઈ?"

રામકુમાર બાબુએ પ્રત્યુત્તર આપ્યો: "કંઈ વધારે મુદત થઈ નથી. માત્ર ત્રણ મહિના જ થયા છે. તે ગુજરી ગયા પહેલાં થોડેક દિવસે એક "વિલ" (વસીયાતનામું) કરી ગયા છે."

સંજીવચંદ્રે પૂછ્યું: "એ વિલમાં શું લખ્યું છે, તે આપ કાંઈ જાણો છો ?"

રામકુમાર બાબુએ ઉત્તર આપ્યો: "હા, સારી રીતે જાણું છું. તે વિલ પણ મારી પાસે છે; આપને જો તેની જરૂર હશે, તો બતાવીશ પણ ખરો. તે દેવીચરણને બહુ ચાહતા હતા, તે વાત હું આપને પ્રથમ જણાવી ગયો છું; મારી પુત્રીને પણ તે કાંઇ ઓછા ચાહતા નહોતા. વૃદ્ધાવસ્થાનો તેમનો સ્નેહ એ બે જણાંને ઘણો લાભકારક થઈ પડયો હતો. તે દેવીચરણની સાથે તેની દૌહિત્રી—એટલે મારી પુત્રી વિમળાનાં લગ્ન કરવાને બહુ ઉત્સુક હતા; તેથી તેણે એવા હેતુથી વિલ કર્યું હતું કે એ બંને જણાંનાં લગ્ન થયા પછી તેની અતુલ ધનસંપત્તિના બે સરખા ભાગ કરી તે બંનેને એકેક ભાગ આપી દેવો. અર્ધી મિલ્કત દેવીદાસને મળે અને અર્ધી મારી પુત્રી વિમળાને મળે, તે સિવાય એક બે માસિક વ્યવસ્થા છે, તે તો સાધારણ છે."

"વારૂ, હવે જો કદિ એ લગ્ન ન થાય, અથવા તે બંનેમાંથી કોઇ એ લગ્નનો અસ્વીકાર કરે તો પછી તેનું શું કરવું?" સંજીવચંદ્રે પ્રશ્ન કર્યો.

"જે એ લગ્નનો અસ્વીકાર કરે, તેને એ ધનસંપત્તિનો માત્ર ચોથો ભાગ જ મળે." રામકુમાર બાબુએ ઉત્તર આપ્યો.

"વારૂ." સંજીવચંદ્રે પૂછ્યું: "કિન્તુ એ બંનેમાંથી—ન કરે નારાયણ—જો કદિ એકાદનું લગ્ન થયા પહેલાં મૃત્યુ થાય તો પછી શું સમજવું?"

"તો જે જીવતું રહે, તેને એ સઘળું મળે." રામકુમાર બાબુએ ઉત્તર આપ્યો.

સંજીવચંદ્રે પૂછ્યું: "વારૂ, એ બંને વચ્ચે કેવો પ્રેમ હતો, તે તમે જાણો છો?"

રામકુમાર બાબુએ ઉત્તર આપ્યો: "પ્રેમ તો બહુ સારો હતો, કિન્તુ ગઈ રાત્રીના બનાવથી મારો તે અંધવિશ્વાસ એકાએક નાશ પામ્યો છે."

સંજીવચંદ્રે કહ્યું: "દેવીચરણપર હું કાંઈ પણ સંદેહ લાવી શકતો નથી. હું ધારૂં છું કે આ ખૂનની વાતમાં તે બિલકુલ છે જ નહિ."

રામકુમાર બાબુએ કહ્યું: "તે જ છે—નક્કી—તે જ છે, તેનું વળી એક વિશેષ કારણ પણ છે."

"શું કારણ છે બોલોને!" સંજીવચંદ્રે પૂછ્યું.

"મારા ઘરમાં મારી એક બ્હેનની દીકરી છે." રામકુમાર બાબુએ કહ્યું.

"તેની ઉંમર કેટલી છે?"

"લગભગ ચૌદ–પંદર વર્ષની છે."

"તેનાં લગ્ન કર્યાં છે?"

"ના. ગયા બે વર્ષમાં જમીનદારીના કામમાં હું એટલો બધો

ગુંથાઈ રહ્યો હતો કે સંસારમાં શું બને છે, તે હું કાંઈ જોઈ જ શક્યો નહિ. પરંતુ હાલમાં એક ઠેકાણે તેની સગાઈ કરવાનું નક્કી કર્યું છે."

"વારૂ, તે છોકરીનું નામ શું ? તેનાં મા–બાપ જીવે છે ?" સંજીવચંદ્રે પૂછયું.

રામકુમાર બાબુએ ઉત્તર આપ્યો: "તેનું નામ પરિમલદેવી છે. બાલ્યાવસ્થાથી જ તે મા–બાપ વિનાની થઇ રહી છે. લગભગ આઠ વર્ષ પહેલાં પરિમલનો પિતા કુટુંબ સહિત ગંગાજીની યાત્રા કરવા ગયો હતો. રસ્તામાં ભયંકર વાવાઝોડાથી નૌકા ડૂબી ગઈ; તેમાં પરિમલનાં મા–બાપ ડૂબી મુઆં. એક ખારવાએ પરિમલને બહાર કહાડીને બચાવી લીધી. તે દિવસથી તે મારી પાસે છે."

"એની અંદર કાંઇ વિશેષ કારણ તો જોવામાં આવ્યું નહિ !" સંજીવચંદ્રે પ્રશ્ન કર્યો.

"સાંભળોને હજી હવે કહું છું." રામકુમાર બાબુ બોલ્યો: "લગભગ ત્રણ અઠવાડીઆં પહેલાં એક દિવસ મારી પુત્રી વિમળાએ તેનો હાથ એક હિંદુસ્થાની ભિક્ષુકને બતાવ્યો હતો, તે હિંદુસ્થાની ભિક્ષુકે મારી દીકરીને જે કહ્યું, તે હું પાસેના ઘરમાંથી સઘળું સ્પષ્ટ સાંભળતો હતો. તેણે વિમળાને કહ્યું કે 'દેવીચરણ કોઈ બીજી યુવતીની સાથે પ્રેમથી જોડાયો છે; તમે તેની આશા છોડી દો. તમારા ઘરમાં થોડા વખતમાં એક ભયંકર બનાવ બનશે.'"

સંજીવચંદ્ર રામકુમાર બાબુપર એક તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકીને બોલ્યો: "જવા દો—એ વાત જવા દો—દેવીચરણ જે યુવતીની સાથે પ્રેમથી જોડાયો છે, તે કોણ છે ? આપ તેને ઓળખો છો ?"

"હા, તે પરિમલ જ છે." રામકુમાર બાબુએ ઉત્તર આપ્યો.

"તે પરિમલ છે કે નહિ, તે તમે શી રીતે જાણ્યું ?" સંજીવચંદ્રે પૂછ્યું: "હાથ જોઇને ભાગ્યની પરીક્ષા કરવા જેટલી જેનામાં સદ્‌વિદ્યા હોય, તે રખડી રઝળીને ભીખ શામાટે માંગે ?"

રામકુમાર બાબુએ કહ્યું: "તેણે એ કેવી રીતે જાણ્યું–તે એ કહેતો ગયો છે. એક દિવસ અમારા બગીચામાં દેવીચરણ તથા પરિમલને એક સાથે જોડાજોડ બેસીને વાતચીત કરતાં તેણે જોયાં હતાં. વળી તે બન્ને જણે એક બીજાપર અરસપરસ ગાઢ સ્નેહ રાખવા વિષે એક પ્રતિજ્ઞા લીધી, તે પણ તેણે સાંભળી હતી. વાતચીતમાં દેવીચરણને એમ પણ બોલતાં તેણે સાંભળ્યો હતો કે જો કદિ વિમળારૂપી કંટક દૂર થાય, તો પછી તેઓ અતુલ ધનસંપત્તિનાં અધિકારી થાય."

સંજીવચંદ્રે પૂછ્યું: "કયે દિવસે તેણે તેમને ભેગાં બેસીને આ સઘળી વાતચીત કરતાં જોયાં હતાં, તે તેણે કાંઇ કહ્યું હતું ?"

રામકુમાર બાબુએ ઉત્તર આપ્યો: "હા, તે તેણે કહ્યું હતું, કિન્તુ તે બરાબર મળતું આવ્યું નહોતું. તેણે જે દિવસ કહ્યો હતો, તે દિવસે તો દેવીચરણ મારી સાથે કાંઈ કામસર મુર્શિદાબાદ આવ્યો હતો; તે તો જોકે તે જૂઠું બોલ્યો, તોપણ એટલું તો હું ભાર દઈને કહું છું કે એ સિવાય તેની બીજી સઘળી વાત તદ્દન સત્ય હતી."

"હું પણ ભાર દઈને કહું છું કે એ સઘળી વાત તદ્દન જૂઠી જ હતી." સંજીવચંદ્ર બોલ્યો: "સાહેબ, તમે બહુ અધીરા બની ગયા દેખાઓ છો; આપનો નકામો સંદેહ દૂર કરો. વળી જુઓ, જે કોઈ અમારાપર કાંઈ પણ કામનો ભાર અર્પણ કરે, તે જો કદિ આપની માફક હઠ કરે, તો તે બાબત અમે કશું કરી શકીએ નહિ. હું જે બોલું તે તમે સાંભળો અને હું જે પૂછું તેનો ઉત્તર આપો.

વળી આપ નિર્દોષ દેવીચરણપર જે જૂઠું તોહમત મૂકો છો, તે માટે પાછળથી જ્યારે સઘળો ભેદ ખુલ્લો થશે, ત્યારે આપને સંપૂર્ણ રીતે પસ્તાવું પડશે."

રામકુમાર બાબુએ કહ્યું: "આપ ગુસ્સે શામાટે થાઓ છો? મારી પાસે હજી પણ કેટલાંક એવાં પ્રમાણો છે, કે જેની વિરૂદ્ધમાં આપ પણ કશું બોલી શકો નહિ."

મંદ હાસ્ય કરીને સંજીવચંદ્ર બોલ્યો: "ત્યારે હવે બીજું શું જોઇએ છે? તમે પોતે જ એક કામ તો પૂરૂં કરી નાંખ્યું; હું ધારૂં છું કે હવે આ કામમાં મારી જરૂર પણ નહિ પડે!"

રામકુમાર બાબુએ કહ્યું: "નહિ—નહિ, આપની તો જરૂર પડવાની જ તો; નહિ કેમ?"

સંજીવચંદ્રે કહ્યું: "શા કામમાં મારી જરૂર પડશે?"

"દેવીચરણનો ગુન્હો સાબિત કરીને તેના આ ગુપ્ત ભેદનું રહસ્ય ખુલ્લું કરવામાં." રામકુમાર બાબુએ જણાવ્યું.

"એ કાર્ય કરવા હું શક્તિમાન્ નથી, તમે પણ નથી. હું સારી રીતે જાણું છું કે તે વ્યક્તિ સંપૂર્ણ નિર્દોષ છે." સંજીવચંદ્રે કહ્યું.

"શાપરથી જાણ્યું?" રામકુમાર બાબુ બોલ્યો.

"હું અત્યારે આપને એ વાત જણાવી શકતો નથી, જે જણાવવાની જરૂર છે, તે આપને મેં જણાવી છે. તમે નકામો સંદેહ કરો છો?" સંજીવચંદ્રે કહ્યું.

રામકુમાર બાબુ બોલ્યો: "હું સંદેહ કરતો નથી. હું કાંઈ એટલો બધો મૂર્ખ નથી કે કોઈ નિર્દોષ વ્યક્તિપર સંદેહ લાવીને તેને દૂષિત ગણું. તમે મારી સાથે ચાલો, જે ઘરમાં ખૂન થયું છે, તે ઘરમાં તો એક વાર ચાલો."



# પ્રકરણ ૪ થું.

## ક, ખ, ગ, ઘ, ઙ.

સંજીવચંદ્રને સાથે લઇને રામકુમાર બાબુ ઊભો થયો અને હાથમાં દીવો લઇને તે સંજીવચંદ્રની આગળ આગળ ચાલવા લાગ્યો. હજી પણ વરસાદ વરસી રહ્યો હતો અને ચારે તરફ ઘોર અંધકાર ફેલાઈ રહ્યો હતો ભયંકર વાવાઝોડું પણ તેનું સંપૂર્ણ સામ્રાજ્ય ચલાવી રહ્યું હતું. એકંદર રીતે પ્રકૃતિનો આ સઘળો દેખાવ મનુષ્યને ભયાનક લાગતો હતો.

લોહીથી ખરડાએલા ઘરમાં પ્રવેશ કરતાં જ જે દેખાવ નજરે પડ્યો તે જોઈને સંજીવચંદ્ર કેટલીક વારસુધી સ્તંભિત બની ગયો. એક પછી એક એમ સઘળી વસ્તુઓનું તે નિરીક્ષણ કરવા લાગ્યો. પ્રથમ તો તેણે લોહીવાળી કેટલીક વસ્તુઓ સૂંઘી જોઈ, પછી થોડી વાર વિચાર કરીને તે એક વાર મનમાં હસ્યો.

બિછાનામાં લોહીલોહાણ થએલી એક મોટી છરી પડી હતી, તે વાચકના જાણવામાં છે; તે છરી બતાવીને સંજીવચંદ્ર રામકુમાર બાબુ પ્રત્યે બોલ્યો: " આ છરી શું પ્રથમથી જ આ પ્રમાણે પડી છે કે તમે આવી રીતે મૂકી છે ? "

" ના, પ્રથમથી જ એ સ્થિતિમાં પડી છે, કોઈએ તેને હાથ અડકાડ્યો નથી; હું પણ તેને અડક્યો નથી. "

પછી સંજીવચંદ્રે એકચિત્તે તે છરી કેવી રીતે પડી છે, તે જોઈને ઉપાડી લીધી અને તેના પર જે લોહી ખરડાએલું હતું, તે આમતેમ ફેરવીને બહુ જ તીક્ષ્ણ દૃષ્ટિથી જોવા લાગ્યો.

રામકુમાર બાબુએ દઢતાથી કહ્યું: “ કેમ સાહેબ ? ”

સંજીવચંદ્ર બોલ્યો: “ તમે શું આ છરીને ઓળખો છો ? ”

રામકુમાર બાબુએ જણાવ્યું: “હા, ઘણી સારી રીતે ઓળખું છું.”

“કોની છે એ ? દેવીચરણની ? ” સંજીવચંદ્રે પ્રશ્ન કર્યો.

“ હા, તેની જ તો. ” રામકુમાર બાબુએ ઉત્તર આપ્યો.

સંજીવચંદ્રે પૂછ્યું: “ સત્ય કહો છો ? ”

“ હા, સત્ય કહું છું. ” રામકુમાર બાબુએ જણાવ્યું.

“ બહુ સારી વાત છે. જ્યારે આ છરી દેવીચરણની છે, ત્યારે હવે મને સંપૂર્ણ રીતે ખાતરી થઈ કે તે તદ્દન નિર્દોષ છે. ”

“ શું બોલ્યા ? એ છરી તેની છે, તોપણ શું તેને તમે નિર્દોષ કહો છો ? કદિ નહિ, એ વાત કદિ હું સાચી માની શકીશ જ નહિ. આ છરી તે પાપીના પાપનું–ખૂનનું–પાખંડપણાનું પ્રત્યક્ષ પ્રમાણ છે.”

“ તે ગમે તેમ હોય તોપણ શું ? ” એમ કહીને સંજીવચંદ્રે ઘુંટણીએ પડીને તે પલંગની નીચે પ્રવેશ કર્યો. તેની પાસે લાલ-રંગની એક ચોરબત્તી હતી, તે ખીસ્સામાંથી બહાર કહાડીને પલં-ગની નીચેનો ભાગ તે બારીક દષ્ટિથી જોવા લાગ્યો.

પશ્ચિમ દિશામાં જે એક દ્વાર ખુલ્લું હતું, તેની બહાર છાજલી-પર કોઈનાં નાનાં નાનાં લોહીવાળાં પગલાં પડેલાં હતાં. સંજીવચંદ્રે પોતાની આંગળીઓ વડે તે પગલાં માપી લીધાં. તેણે તે પગલાંનું અનુસરણ કરીને છાજલીપર થઈને ગવાક્ષને ઓળંગીને પાસેના ઘરમાં પ્રવેશ કર્યો. ત્યાં પણ તેણે જોયું તો અનેક લોહીવાળાં પગલાં પડેલાં હતાં; કિન્તુ તે સઘળાં એકસરખાં નહોતાં. એક પગલું બીજા પગલા સાથે બરાબર મળતું આવતું નહિ. તેમ છતાં સંજીવચંદ્ર સહજમાં જાણી શક્યો કે છાજલીપર જેનાં પગલાં પડેલાં છે, તેનાં જ આ

પગલાં પણ છે. તેનું કારણ એ કે જ્યારે તે માણસ છાજલીપર થઈને ધીમે ધીમે આગળ ચાલ્યો હતો, ત્યારે તે વખતનાં પગલાંની સાથે જ્યારે તે ઘરમાં આવીને ઉભો રહ્યો હતો અને જ્યારે તે કાંઇ કારણસર દોડ્યો હતો, ત્યારે તે વખતનાં પગલાં પ્રથમનાં પગલાંની સાથે મળતાં ન આવે, એ નિર્વિવાદ છે. સંજીવચંદ્ર પછી વિમળાના ગૃહમાં પાછો આવ્યો અને આજુબાજુ તપાસ કર્યા પછી તેણે તે ઘેરની અંદરનું લોહીલોહાણ થઈ ગએલું બિછાનું ઉંચું કરીને દૂર ફેંકી દીધું. તે બિછાના નીચે એક ફાટી ગએલો પત્ર પડ્યો હતો, તે તેણે ઉપાડી લીધો. ચોરબત્તીના પ્રકાશમાં તેને ધરી રાખીને જોતાં માલમ પડ્યું કે તેપર ઠેકાણે ઠેકાણે લોહીના છાંટા પડેલા છે. તે જોતાં જ સંજીવચંદ્રને મોટેથી હસવું આવ્યા વિના રહી શક્યું નહિ.

તે જોઈને રામકુમાર બાબુએ પ્રશ્ન કર્યો: "આપ સાહેબને શાથી હસવું આવ્યું ?"

"આપ જે પ્રકારનાં પ્રમાણો મને આપતા હતા, તેવા જ પ્રકારનું એક પ્રમાણ મને પણ મળી આવ્યું છે." એમ કહીને સંજીવચંદ્રે તે ફાટી ગએલો પત્ર રામકુમાર બાબુને બતાવ્યો. તે પત્રના મથાળાનો ભાગ તથા એક બાજુનો કેટલોક ભાગ ફાટી ગયો હતો. તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

"..................................

હું જાણતો નહોતો કે તું લગ્નનો અસ્વીકા
કરીશ. હું તને પ્રથમથી જ કહી ચૂક્યો હતો કે
શું થશે જોજે, જો કદિ જીવવાની આશા રાખ
મારી સાથે લગ્ન કરવાને નક્કી તું
હજી પણ મારી વાત સાંભળ, નહિ તો તારૂં ખૂ

કરીશ. તારો પિતા મને અને
આ જન્મમાં દુઃખી થશે, કેમ મારૂં નામ દીધું
સમજવામાં આવ્યું, ખૂન કરીશ તેનું નામ [
બીજું શું; તારી સાથે મારો

ક, ખ, ગ, ઘ, ઙ.
સાં પાઠશાળા."

પત્ર વાંચતાં જ રામકુમાર બોલ્યુ "કેવું ભયંકર—કેવું ભયંકર—નરાધમ—પિશાચને નરકમાં પણ સ્થાન મળશે નહિ" એમ બોલીને ચિત્કાર કરી ઉઠ્યો.

સંજીવચંદ્રે કહ્યું: "સાહેબ, આટલા બધા અધીરા થાઓ નહિ—હું જે પ્રશ્નો પૂછું, તેના ઉત્તર આપો."

"કેમ સાહેબ, હવે જોયું કે—કેવી ભયંકર વાત છે?"

"જવા દો એ વાત અત્યારે, પછી કોઇ વખત સાંભળીશું—વારૂ, તમારી બ્હેનની દીકરીનું મોઢું શું બહુ સુંદર છે?"

"આપે શાપરથી તે જાણ્યું? તેને શું તમે જોઇ છે?"

"ના, મેં કોઇકિ વાત ઉપરથી માત્ર અનુમાન કર્યું." એમ કહીને સંજીવચંદ્રે પગલાંની વાત ગુપ્ત રાખી.

"જી હા, આપનું અનુમાન ખરૂં છે. આપને શું પરિમલદેવી-પર સંદેહ આવ્યો છે?"

"ના, સંદેહ કોઇના પર આવ્યો નથી; અત્યારે હું કોઇના પર કોઇ પણ સંદેહ લાવી શકતો નથી અને કોઇના પર સંદેહ લાવવાને ઇચ્છતો પણ નથી, માત્ર કાર્ય કરવાને ઇચ્છું છું. કિન્તુ આ ભયંકર ભેદનું રહસ્ય ખુલ્લું કરવાને માટે હું પ્રાણપૂર્વક પ્રયત્ન કરીશ. વારૂ, આપ અત્યારે સૂઇ જશો કે મારી સાથે આવશો?"

"તમે ક્યાં જશો અત્યારે ?"

"આપની પુત્રી વિમળાની શોધ કરવા. આપને જો કદિ મારી સાથે આવવાની ઇચ્છા હોય, તો ચાલો." એમ કહીને પશ્ચિમ તરફના ગવાક્ષમાંથી આંબાના વૃક્ષ ઉપર થઈને સંજીવચંદ્ર બગીચામાં ઉતર્યો.

---

## પ્રકરણ ૫ મું.

---

### તળાવને કિનારે.

સંજીવચંદ્ર બગીચાની દક્ષિણ દિશામાં ધીમે ધીમે આગળ ચાલ્યો. થોડી વાર પછી રામકુમાર બાજુ આવીને તેની સાથે મળી ગયો. અત્યારે આકાશ નિર્મળ થઈ ગયું હતું—ક્યાંય એક પણ વાદળું જોવામાં આવતું નહોતું; વાવાઝોડું, વરસાદ, વિજળીના ચમકારા એમાંનું કાંઇ પણ જોવામાં આવતું નહોતું. પ્રકૃતિદેવીએ સંપૂર્ણ શાન્તિ ધારણ કરી હતી. શીતળ વાયુલહરીઓ મંદમંદ લહેકી રહી હતી. વચ્ચે વચ્ચે વરસાદથી નહાઈ ગએલાં વૃક્ષોનાં પાંદડાંપર જામી ગએલાં જળબિંદુઓ પવનની લહરીઓથી ટપક ટપક અવાજ કરતાં નીચે પડતાં હતાં. નિર્મળ આકાશમાં તેજસ્વી તારાઓ ચળકાટ મારી રહ્યા હતા. તે તારાના પ્રકાશથી ઘોર અંધકાર ઓછો થઈ ગયો હતો.

બંને જણા કેટલીક વારસુધી ધીમે ધીમે આગળ ચાલીને એક તળાવની પાસે જઇ પહોંચ્યા. સંજીવચંદ્રે દૂરથી પોતાની બત્તીનો તીક્ષ્ણ પ્રકાશ તળાવના અંધકારમાં ફેંક્યો. તળાવમાં કંઇક દેખાયાથી તે એકાએક સ્તંભિત બની જઇને એકને એક સ્થળે સ્થિર ઉભો રહ્યો.

રામકુમાર બાજુ પણ ઉભો રહ્યો. તેણે પ્રશ્ન કર્યો: "કેમ સા-

હેબ, આમ અકસ્માત્ અહિં કેમ ઉભા રહ્યા ?"

"જો તમે અધીરા ન બનો, તો હું તમને કાંઇક બતાવું."

રામકુમાર બાબુ ભય પામીને બોલ્યો: "મારી દીકરીનું મુડદું તો નથી કે ?"

"જો તમે અધીરા ન બનો, તો હું તમને એક ભયંકર ચીજ બતાવું."

"ભલે, તે માટે તમે ચિન્તા કરો નહિ; હું નક્કી સઘળું સહન કરીશ."

"આ બત્તી હાથમાં લઇને તમે બારીક દૃષ્ટિથી જુઓ જોઇએ."

રામકુમાર બાબુએ બરાબર નજર કરીને જોયું તો તળાવના પાણીમાં ચકચકતી કોઈ એક ચીજ નજરે પડી. તે એકદમ રૂદ્ધ શ્વાસે બોલ્યો: "કઈ વસ્તુ છે તે ?"

સંજીવચંદ્ર તુરત જ તળાવને તીરેથી કોઈ મનુષ્યનો કપાઇ ગએલો એક હાથ લઈ આવ્યો. તે હાથ કોઇ સ્ત્રીનો છે, એમ તેને જોતાં જણાઇ આવતું હતું. તે હાથની અનામિકા આંગળીએ એક હીરાની વીંટી હતી, તે અંધકારમાં ચકચકતી હતી તે વીંટીને જોતાં જ રામકુમાર બાબુના મુખમાંથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ; તેનું શરીર થરથર કંપવા લાગ્યું. કંપતો કંપતો તે રૂદ્ધ શ્વાસે માથે હાથ દઇને તે ને તે જ સ્થળે બેસી ગયો.

સંજીવચંદ્ર બોલ્યો: "આ સમયે આમ અધીરા બની જાઓ નહિ; મેં પ્રથમથી જ આપને કહ્યું હતું કે ગભરાશો નહિ. મારી વાત સાંભળો, એકાએક નિરાશ બની જશો નહિ. આપ વિશ્વાસ રાખજો કે હું તમને જુઠો દિલાસો આપતો નથી. એની અંદર અનેક ષડ્યંત્રો છે.




સંજયચંદ્રે તેના પગ માપી જોયા, તો તે બગીચામાં જે પગલાં પડેલાં હતાં તેના કરતાં લંબાઈમાં અર્ધો આંગળ નાના જણાયા. (પૃષ્ઠ ૨૯)

આ કપાઇ ગએલો હાથ મળી આવવાથી એ કાર્યમાં મને વિશેષ સરળતા થઇ છે."

રામકુમાર બાબુએ ખીજાઇને કહ્યું: "સંજીવચંદ્ર! તમે મને ખુલ્લે ખુલ્લું જણાવી દો, કાંઇ પણ ગુપ્ત રાખો નહિ; મારા હૃદયમાં કેવું દુઃખ થાય છે, તે તમે શી રીતે જાણી શકો?"

સંજીવચંદ્રે કહ્યું: "હું તો તમને સઘળી વાત ખુલ્લે ખુલ્લી જણાવી દઉં છું, કિન્તુ તમે કાંઈ પણ સમજતા નથી."

"ત્યારે હવે શું થશે?"

"શેનું શું થશે?"

રામકુમાર બાબુએ કહ્યું: "કમનસીબ વિમળાના મુડદાના કકડે કકડા આ તળાવમાં પડ્યા છે; તે સઘળા આપણે લઈ લેવા જોઇએ. સંજીવચંદ્ર! તમે થોડી વાર અહીં ઉભા રહો, હું મારા ચાકરોમાંથી બે ચાર જણને બોલાવી લાવું."

"ના, કશી જરૂર નથી." સંજીવચંદ્ર બોલ્યો: "શું તમે બરાબર જાણો છો, કે આ તળાવમાં તમારી દીકરીનું જ મુડદું છે?"

"ત્યારે હમણાં તમે શું કહેતા હતા?"

"માત્ર એક આ હાથ જ હતો, તે સિવાય બીજું કશું આ તળાવમાં નથી."

"ત્યારે તેનું મુડદું ક્યાં હશે?"

"તેની હું શોધ કરીશ."

"તમે શું પ્રથમ જાણતા હતા કે આ હાથ આ સ્થળે હતો?"

"ના." સંજીવચંદ્રે કહ્યું.

"ત્યારે તમે કેવી રીતે જાણ્યું કે વિમળાનું મુડદું અહીં નથી?"

"તે વાત પછી કહીશ."

એટલામાં કોઇનાં પગલાંનો અવાજ સંજીવચંદ્રને કાને આવ્યો.

તે સાંભળીને સંજીવચંદ્રે કહ્યું: "તમે થોડી વાર અહીં ઉભા રહો, હું હમણાં આવું છું; જ્યાંસુધી હું પાછો ન ફરૂં, ત્યાંસુધી તમે અહીંથી બીજે કોઈ પણ સ્થળે જશો નહિ."

રામકુમાર બાબુ અત્યંત ધીમેથી બોલ્યો: "તમે અત્યારે ક્યાં જશો?"

"હું બહુ દૂર જઈશ નહિ. આ બગીચાની અંદર જ રહીશ. બહુ સાવધાનપણે આ ઝાડની નીચે જ બેસજો."

રામકુમાર બાબુ બોલ્યો: "ભય રાખવાનું કારણ શું છે, તે હું તો કશું સમજી શકતો નથી."

"મેં જે કહ્યું, તે માની જાઓ. માણસને પગલે પગલે વિપત્તિ આવી પડે છે; કોણ જાણે કયાંયથી કેવી રીતે વિપત્તિ આવી પડશે. તે શું આપણે જાણીએ છીએ?"

## પ્રકરણ ૬ ઠું.

### આ રમણી કોણ?

રામકુમાર બાબુને તે સ્થળે મૂકીને સંજીવચંદ્ર ધીમે ધીમે બગીચાની ઉત્તર દિશા તરફ આગળ ચાલવા લાગ્યો.

પ્રિય વાચકને સંજીવચંદ્ર સંબંધે એટલી શંકા રહેતી હશે કે રામકુમાર બાબુએ એટલાં એટલાં પ્રમાણો આપ્યાં છતાં તેણે દેવીદાસને અપરાધી ઠરાવ્યો નહિ, તેનું કારણ શું? કિન્તુ તેનું એક વિશેષ કારણ છે. સંજીવચંદ્રે બેહાગ્રામમાં આવતાં પહેલાં ગામના બીજા

કેટલાક લોકોની પાસેથી કેટલોક પત્તો મેળવ્યો હતો. એક વાર રામકુમાર બાબુની અટ્ટાલિકામાં તેણે ગુપચુપ પ્રવેશ કરીને આણીગમ તેણીગમ જોઈ ને છેવટે તે દેવીદાસની ચર્ચા જોવા માટે ભવાનીપુર ગયો હતો. ત્યાં જઈ ને તેણે જોયું તો દેવીદાસ ઘરની બહાર બેસીને કંઈક વિચાર કરતો હતો અને વારંવાર દીર્ઘનિઃશ્વાસ છોડીને તે આમતેમ જોતો હતો. સંજીવચંદ્ર તેની સાથે ઇધિરતીધરની કેટલીક વાતો કરીને જોયું કે તેના તે નિર્મળ મુખમાં પાપના કાંઈ પણ ચિન્હ જણાતાં નથાં. તેના વદનમંડલમાં સરળતા–પવિત્રતા–કોમળતા અને સુંદરતા દૃષ્ટિગોચર થતી હતી.

સંજીવચંદ્રમાં એવી ચતુરાઈ હતી કે કોઈ પણ પુરૂષ અથવા સ્ત્રીનું મુખ જોતાં જ તેની ચાલચલગત કેવી છે, તે તેને સ્પષ્ટ જણાઈ આવતું.

બગીચાના ઉત્તર ભાગમાં જે દિશામાં રામકુમાર બાબુનું શયનભવન હતું, તે તરફ ઘણે દૂરસુધી સંજીવચંદ્ર ચાલ્યો ગયો. તળાવથી આશરે સોએક હાથ આગળ ચાલ્યા પછી તેણે જોયું કે એક સ્ત્રી ધીમે ધીમે તેને પાછળ મૂકીને અતિશય ઝડપથી આગળ ચાલી જાય છે અને વારંવાર તે પાછળ ફરીને જોતી જાય છે.

તે રમણીએ ધોળારંગની એક સાડી પરિધાન કરેલી હતી અને મુખ ઉપર ઘુમટો તાણ્યો હતો. તેના બન્ને ઉન્નત સ્તન સાડી ઉપર ઉપસી આવેલા હતા અને જેમ જેમ તે યુવતી ઉતાવળી ચાલતી હતી, તેમ તેમ તેના મોટા સ્તન પગલે પગલે ઉછળતા જતા હતા !

સંજીવચંદ્ર પ્રથમના કરતાં વધારે ઉતાવળો તેની પાછળ ચાલવા લાગ્યો, કિન્તુ તેનાથી બનતો પ્રયત્ન કર્યા છતાં, તે તેની પાસે પહોંચી શક્યો નહિ. તે બંને વચ્ચે પ્રથમ જેટલું અંતર હતું, તેટલું જ

કાયમ રહ્યું. છેવટે તે રમણી અસ્ત થવા આવેલા સૂર્યના છેલ્લી વારના કિરણની માફક એકાએક અદશ્ય થઇ ગઇ; ક્યાંય જોવામાં આવી નહિ. તે કોઈ પણ સ્થળે સંતાઇ ગઈ નહિ, કિન્તુ વધારે ઝડપથી આગળ ચાલવા લાગી. જરા વધારે દૂર જતાં જણાયું કે બગીચાને માર્ગે એક સ્થળે ભીનાશવાળી જગ્યાએ કોઇનાં પગલાં પડેલાં છે. તે સહજમાં જાણી ગયો કે એ પગલાં પેલી ચાલી જતી રમણીનાં જ છે. આંગળીઓવડે તે પગલાંને માપી જોતાં જણાયું કે ખૂન થએલા ઘરમાં જે પગલાં જોવામાં આવ્યાં હતાં, તેની સાથે એ બરાબર મળતાં આવે છે. સંજીવચંદ્રના મનમાં ભયંકર સંદેહ ઉત્પન્ન થયો કે—આ રમણી કોણ ?

તેણે રામકુમાર બાબુની અટ્ટાલિકાની ચારે તરફ પ્રદક્ષિણા કરીને જોયું કે કોઈ પણ સ્થળે ક્યાંય દીવો નથી, માત્ર પૂર્વ તરફના કોઇ એક ઓરડામાં એક ઝાંખો દીવો ટમટમતો હતો; તેનું ઝાંખું અજવાળું ખુલ્લી બારીમાં થઇને નીચેના અંધકારમાં એક ઝાડ ઉપર પડતું હતું. બારીની પાસે જમીનપર એક લોઢાનો નળ પડ્યો હતો, તેની મદદથી તેણે જે ઘરમાં ઝાંખો દીવો ટમટમતો હતો, તે ઘરમાં પ્રવેશ કર્યો. ત્યાં એક પરમ રૂપવતી બાલિકા ઉજ્જવલ શય્યામાં એકલી ઘોર નિદ્રામાં સૂતી હતી. તેનું સુંદર મુખમંડલ જેમ સ્વચ્છ પાણીથી ભરેલા સરોવરમાં કુમુદિની ખીલી રહી હોય, તેમ શોભી રહ્યું હતું. તેની લાંબી મૃગના જેવી આંખો તેના સૌન્દર્યમાં ઓર વધારો કરી રહી હતી. તેના કાળા ભ્રમર જેવા સુંદર કેશ સફેદ તકીયા પર આમતેમ વિખરાઈ રહ્યા હતા. તેની બંને મૃણાલવત્ ભુજાઓ છાતી ઉપર પડી હતી. તેના હાથની લાંબી અને પાતળી આંગળીઓ સહજ બીડાઇને મૂઠી વળી ગઈ હતી, તે એવી શોભતી હતી કે જાણે

ચંપાની કળીઓના નાના નાના ગુચ્છ ગોઠવીને મૂક્યા હોયની! શ્વાસનિઃશ્વાસથી તે ગુચ્છો કિંચિત્ ઉંચા નીચા થતા હતા. કેટલીક ક્ષણ પછી તે બાલિકાએ એક વાર તેની આંખો સહેજ ઉઘાડીને પાસું બદલાવ્યું. જેમ વિજળીના ચમકારથી મનુષ્ય ચમકી જાય, તેમ સંજીવચંદ્ર આ સુંદરીનું સ્વરૂપ જોઈને એકાએક ચમકી ગયો અને અત્યંત મુગ્ધ પણ બની ગયો! તે સહજમાં જાણી ગયો કે આ સુંદરી પરિમલદેવી જ છે. તે વખતે તેને એકાએક દેવીદાસ પર કાંઈક વહેમ આવ્યો; કિન્તુ પૂર્વની વાતનું સ્મરણ થઈ આવવાથી તે વહેમ એકાએક નાશ પામ્યો. પરિમલદેવીની પાસે અસ્તવ્યસ્ત પડેલાં કપડાંને તપાસી જોયાં, તો કોઈ પણ કપડું ભીંજાએલું માલમ પડ્યું નહિ. તેના બંને પગ જોયા, તો તે ભીંના નહોતા—કાદવવાળા નહોતા—તદન ચોકખા હતા. સંજીવચંદ્રે તેના પગ માપી જોયા, તો તે બગીચામાં જે પગલાં પડેલાં હતાં, તેના કરતાં લંબાઈમાં અર્ધો આંગળ નાના જણાયા. પોતાના કામમાં નિરાશા મળવાથી તે પ્રથમ જે રસ્તે થઈને આવ્યો હતો, તે રસ્તેથી નીચે ઉતરી તળાવ તરફ ચાલવા લાગ્યો. રસ્તે જતાં તે મનમાં નાના પ્રકારના વિચારો કરવા લાગ્યો: "પરિમલદેવી આજ રાત્રે બહાર ગઈ હતી, તેનું તો કાંઇ પણ પ્રમાણ મળી શક્યું નહિ. ત્યારે એ રમણી કોણ હશે? તે ગમે તે હોય, તોપણ તેના મનમાં ઘોરતમ પાપ ભરેલું છે, એમાં તો કશો સંદેહ નથી. હું ધીમે ધીમે એક રહસ્યમાંથી બીજા ગંભીર રહસ્યમાં ઉતરી પડતો જઉં છું; તોપણ એ વાતને હું સહજમાં છોડી દઈશ નહિ." એ પ્રમાણે વિચાર કરતો કરતો નિરાશાજનક હૃદયે સંજીવચંદ્ર રામકુમાર બાબુની પાસે આવી પહોંચ્યો. રામકુમાર બાબુ અત્યારે ગંભીર સોચનામાં ડૂબી જઈને તે વૃક્ષની નીચે નીરવતાથી બેઠો હતો.

સંજીવચંદ્રે તેને પૂછ્યું: "કોઈ પણ વ્યકિતને શું તમે અહીં થઇને જતાં જોઈ છે? અથવા કાંઇ પણ અવાજ સાંભળ્યો છે ?"

"ના."

"ત્યારે !"

"તમે કેમ એ વાત પૂછો છો ?"

"અમસ્થો પૂછું છું. એ તો મને એવું કંઈક લાગ્યું."

સંજીવચંદ્રની વાત પૂરી થઇ—ન થઇ, એટલામાં તો રામકુમાર બાબુના કાન પાસે થઈને સનસનાટ કરતું કોઇ ચાલ્યું ગયું, તેની સાથે દૂરથી પિસ્તોલનો અવાજ પણ સંભળાયો અને થોડી વાર પછી એક મોટો ધબકારો પણ થયો, તે ઉપરથી એમ લાગ્યું કે જાણે કોઈ દૂરના ઝાડેથી કૂદી પડયું.

સંજીવચંદ્રે કહ્યું: "તમે આ ઘાસપર સૂઈ જાઓ, અથવા પાછા ઘેર ચાલ્યા જાઓ; આજ આપની પાછળ ભયંકર મોત ફરે છે! મારે પણ આ સ્થળ છોડીને અત્યારે ચાલ્યા જવું પડશે."

"ના, હું તો અહીં જ રહીશ."

"અત્યારે એકલા આ સ્થળે રહેવાની આપને હિંમત છે ?"

"હું તો તમારી સાથે આવીશ."

"ના, તેમ કરવાથી મારૂં કાંઈ પણ કામ થઇ શકે નહિ."

"ત્યારે હું અહીં જ રહીશ."

"તો બહુ સાવધાનીથી રહેજો, આપની પાસે પિસ્તોલ છે ?"

"હા, છે."

જે દિશામાંથી અવાજ આવ્યો હતો, તે દિશા તરફ સંજીવચંદ્ર ઉતાવળે પગલે ચાલ્યો. ડાબા હાથમાં એક મોટી છરી લીધી અને જમણા હાથમાં પિસ્તોલ બરાબર ધરી રાખી.

કેટલેક દૂર જઇને તારાઓના પ્રકાશમાં સંજીવચંદ્રે જોયું કે એક ઝાડ નીચે બેસીને ત્રણ જણા કાંઇક વાતચીત કરે છે; અને એક જણ તેઓની વચ્ચે ધૂળમાં પડ્યો પડ્યો પગ ઘસડે છે. તેઓ વચ્ચે ચાલતી વાતચીત સાંભળવાને સંજીવચંદ્ર પાસેના એક ઝાડના થડની પાછળ ઊભો રહ્યો.

તેઓમાંથી એક જણ બોલ્યો: " બેટા, કોઈ બીજાએ તને માર્યો નથી—તારે હાથે જ તું ઝાડપરથી પડી ગયો છે ! "

જે લોહીલોહાણ થઈ ગએલો માણસ ધૂળમાં આળોટતો હતો, તે રડતો રડતો બોલ્યો: " બા—બાપ—રે ! હ—વે—હું—જી—વી—શ—કી—શ—ન—હિ—"

એક જણ બોલ્યો: " હીરૂ, ચાલ અત્યારે આને ઝોળીમાં નાંખીને અહીંથી લઈ જઈએ. "

હીરૂ બોલ્યો: " હવે લઈ જઈને શું કરીશું? જુએ છે ના—માથાની ખોપરી અકાએક ફાટી ગઈ છે; હમણાં જ મરી જશે, આટલે બધે ઉંચેથી જે માણસ પડે, તે કદિ જીવવા પામે ખરો !"

પ્રત્યુત્તરમાં તે માણસ બોલ્યો: " મરી ગયા પછી પણ તેને લઇ જવો પડશે અને જીવતો રહેશે, તોપણ લઈ જવો પડશે, માટે ચાલને હમણાં જ લઇ જઇએ કે પાછળથી કાંઇ હરકત ન આવે. ચંડીતલાનું પડી ભાંગેલું મકાન અહીંથી ક્યાં બહુ દૂર છે ? "

હીરૂ બોલ્યો: " હા, તે વાત સાચી છે; પરંતુ તે કામ કરવા જઇશું, તો સઘળો વખત તેમાં જશે. બગીચાની પેલી તરફ એક ખાઈ છે, ચાલને તેમાં ફેંકી આવીએ. "

બીજા માણસનો તેમ કરવાનો વિચાર નહોતો પરંતુ હીરૂની વાતનો તે અસ્વીકાર કરી શક્યો નહિ.

સઘળા તે ઘાયલ થએલા માણસને ઝોળીમાં નાંખીને-ઉંચકીને ચાલવા લાગ્યા.

એવા સમયમાં સંજીવચંદ્રે ઝાડના થડના પાછળથી પોતાની પિસ્તોલનો એક ખાલી અવાજ કર્યો. તે સાંભળીને ભયથી હીરાલાલ અને તેનો સાથી બંને જણા ઘાયલ વ્યક્તિને ધડાક દઈને જમીનપર પડતો મૂકીને એકદમ શ્વાસભેર પલાયન કરી ગયા. જો કદિ સંજીવચંદ્રે પ્રયત્ન કર્યો હોત, તો તેઓને તે પકડી પણ શકત; કિન્તુ તે વખતે તેમને પકડવાની તેને કશી જરૂર જણાઈ નહિ. સંજીવચંદ્રે પોતા પાસેની બત્તી ખુલ્લી કરીને જોયું કે તે કમનસીબ મરી ગયો છે. તે મુડદાંને તળાવ તરફ તાણતો તાણતો તે આગળ ચાલ્યો.

સંજીવચંદ્રના હાથમાં બત્તી હોવાથી રામકુમાર બાબુએ તેને દૂરથી સહજમાં ઓળખી કહાડ્યો. તેણે તેને પ્રશ્ન કર્યો: " શું થયું છે?"

મરી ગએલા માણસના મુખ ઉપર બત્તી ધરીને તે બોલ્યો: " આપ આ વ્યક્તિને ઓળખો છો ? અથવા તેને તમે કદિ જોયો છે?"

રામકુમાર બાબુ પ્રથમ તો તેને જોઈને ભય પામી ગયો; કિન્તુ પછી સાવધ થઇને બોલ્યો: " ના, ઓળખતો નથી–તેમ કદિ મેં તેને જોયો પણ નથી."

" બરાબર તપાસ કરીને જુઓ–શું તેને તમે કદિ જોયો પણ નથી ? "

" ના, મેં એને પૂર્વે કદિ પણ જોયો નથી; કિન્તુ મ્હોં કાંઇક દેવીચરણને મળતું દેખાય છે."

" તે વાત જવા દો–જોયો છે કે નહિ, તે કહો."

" ના, નથી જોયો–પણ આનું ખૂન કર્યું કોણે ?"

પછી સંજીવચંદ્રે સઘળી વાત કહી સંભળાવી.

રામકુમાર બાબુએ કહ્યું: "હવે આ મુડદું ક્યાં રાખશો ?"

"અહીં રાખીશ–સમય આવ્યે મારે તેનો ખપ પડશે."

પછી તેણે બગીચાની નજીક ખુલ્લી જગામાં તે મુડદું સંતાડી દીધું.

રામકુમાર બાબુએ પૂછ્યું: "હવે આપ શું કરશો ?"

"હવે કેટલીક વાતો તમને પૂછવાની છે, તે પૂછું."

તે સ્થળે પડેલા તે કપાઇ ગએલા હાથની આંગળીમાંથી એક હીરાની વીંટી બહાર કહાડીને તે બોલ્યો: "તમે આ વીંટીને ઓળખો છો ?"

"હા, ઘણી સારી રીતે ઓળખું છું." રામકુમાર બાબુએ ઉત્તર આપ્યો: "આ વીંટી મારી દિકરી વિમળાની છે."

"બરાબર તપાસ કરીને જુઓ, તમે તેને સારી રીતે ઓળખી શકો છો ? આપની દિકરીની ઉંમર કેટલી હશે ?"

"તેર વર્ષની."

સંજીવચંદ્ર મંદ હાસ્ય કરીને બોલ્યો: "સત્ય છે. ત્યારે સાહેબ, આ હાથ જોઇને આટલા બધા ભયભીત થઈ જવાનું આપને કશું કારણ નથી; આ હાથ આપની વિમળાનો નથી."

"આપે તે શાથી જાણ્યું ?"

"મેં જે પ્રકારે એ જાણ્યું, તે વાત હું આપને કહીશ નહિ; મારૂં કહેવું તમે સત્ય માનજો. વળી જુઓને, જીવતી રમણીના શરીરમાંથી આ હાથ કાપેલો નથી, તે કોઇ મરી ગએલી સ્ત્રીના હોવો જોઈએ–બરાબર કાપેલા ભાગમાંથી જ લોહી નીકળ્યું નથી; કિન્તુ આસપાસ લપેટેલું છે."

રામકુમાર બાબુએ પૂછ્યું: "એમ કરવાનું કારણ શું ?"

"એમ કરવાનું કારણ આપણે એક ભયાનક, કઠીન દુર્ભેદ્ય

રહસ્યમાં ફસાઈ પડીએ તે છે."

રામકુમાર બાબુ વ્યગ્રતાપૂર્વક બોલ્યો: "આપ શું એમ ધારો છો કે મારી દિકરી મરી ગઈ નથી ?"

"હા, ઘણે ભાગે એવો સંભવ છે. અત્યારે તો મારી એ ધારણા દૃઢ છે કે તે જીવતી જ છે."

ઉદ્વેગ અને ઉદ્દેશપૂર્વક રામકુમાર બાબુ બોલ્યો: "હે ઇશ્વર ! એ ધારણાને સત્ય ઠરાવજો !"

સંજીવચંદ્ર બોલ્યો: "સાહેબ, ઉદ્વિગ્ન થાઓ નહિ; જ્યારે આપનું કાર્ય મેં હાથમાં લીધું છે, ત્યારે તેનો કાંઇક નહિ ને કાંઇક પત્તો મેળવ્યા વિના હું તેને છોડીશ નહિ. એ કામની અંદર ગમે તેટલા દિવસો લાગે–ગમે તેટલી વિપત્તિ મારે ભોગવવી પડે અને ગમે તેટલું કષ્ટ સહન કરવું પડે, તોપણ એ કાર્ય કર્યાં વિના હું કદિ જંપીશ નહિ."

"તો મારા પર આપનો મોટો ઉપકાર થાય."

"ઉપકાર વળી શો–આપ શું ઉપકાર કરવામાં મારા પર વિશ્વાસ લાવો છો ?"

"હા, આપના પર મારો પૂર્ણ વિશ્વાસ છે, વળી આપનાં પ્રત્યેક કામ જોઈને તે અધિકાધિક દૃઢ થતો જાય છે."

"જો મારા પર આપ વિશ્વાસ કરતા હો, તો મારી વાતો પર પણ વિશ્વાસ લાવજો. જો ઇશ્વરની ઇચ્છા હશે તો ત્રણ દિવસની અંદર તમારી જીવતી દિકરીને લાવીને આપની સામે ઉભી રાખીશ."

"તમે મને નકામું આશ્વાસન આપો છો."

"નહિ–નહિ, એવી મારી બિલકુલ ટેવ જ છે નહિ."

"ત્યારે શું વિમળા મને મળશે ?"

"નક્કી મળશે, તેને જીવતી મેળવવાને હું જીવજાનથી પ્રયત્ન કરીશ. આપના ઘરમાં પરિમલદેવી સિવાય બીજી કોઇ સ્ત્રી નથી ?"

"ચાર દાસીઓ છે."

"તેઓ રાતદિવસ આપને ઘેર જ રહે છે ?"

"ના, ત્રણ જણીઓ સંધ્યાકાળ પછી ચાલી જાય છે—માત્ર એક જણી રાત્રે રહે છે."

"જે દાસી રાત્રે રહે છે, તેનું નામ શું ?"

"મંગળા."

"ઉમ્મર કેટલી થઈ છે ?"

"પંચાવન—છપ્પન વર્ષની."

સંજીવચંદ્ર મનમાં બોલ્યોઃ "ત્યારે તે નહિ."



## પ્રકરણ ૭ મું.



### કપાઈ ગએલો હાથ.

I am forfeited to eternal disgrace if you do not commiserate.

*  *  *  *

Go to, them, raise-recover.

Ben Johnson—"Poetaster."

બીજે દિવસે પ્રાતઃકાળે રામકુમાર બાબુ અટ્ટાલિકાની બહાર બેસીને મનમાં ને મનમાં કાંઇક વિચાર કરે છે. કોઈ કોઈ વાર એમ પણ વિચાર કરે છે કે તેની દિકરીને શું જીવિત અવસ્થામાં તે પુનઃ જોઈ શકશે ? હવે વિમળા પિતા કહીને પોતાના કાનમાં અમૃતરસનું સિંચન

કરશે ? શું હવે તે બાલિકાનો ફૂલના જેવો સુકોમળ દેહ પોતાના હૃદયમાં ધારણ કરીને "દિકરી" શબ્દવડે બોલાવીને શોકથી દગ્ધ બની ગએલું–વિદીર્ણ થઈ ગએલું તેનું હૃદય કદિ પણ શીતલ થશે ?! ફરીથી સુખરૂપી સરિતા તેના સંસારમાં વહન કરશે ? તેનો સ્નેહ-ભર્યો કંઠ તેના હૃદયમાં શું પુનઃ પ્રતિધ્વનિત થઈ ઉઠશે ? વળી વચ્ચે વચ્ચે એમ પણ વિચાર કરે છે કે સંજીવચંદ્રે તેને જૂઠી વાત કરી છે–જૂઠું આશ્વાસન આપ્યું છે.

જ્યારે નવ વાગ્યાનો સમય થયો, ત્યારે સંજીવચંદ્ર રામકુમાર બાબુ પાસે આવી પહોંચ્યો. રામકુમાર બાબુએ મોટા આદરપૂર્વક તેને પોતાની પાસે બેસાડયો અને વધારે વ્યાકુળ બની જઇને પૂછવા લાગ્યો: "સંજીવ બાબુ, મારા હૃદયની અંદર ભયંકર દુઃખ થાય છે, આપ ચોકખે ચોકખું નિષ્કપટથી મને કહી દો કે આપે શાથી જાણ્યું જે મારી વિમળા હજી જીવતી છે ?"

સંજીવચંદ્રે કહ્યું: "એક દિવસ તમે તે સઘળું જાણી શકશો. એક દિવસ મારી આ મહેનત ઇશ્વિર સફળ કરશે. મને એવાં અનેક પ્રમાણો મળી ચૂકયાં છે કે જેથી હું ભાર દઇને કહી શકું છું કે આપની દિકરીનું ખૂન થયું નથી."

"વિમળા જીવતી છે, એ વાત હું તો બિલકુલ સાચી માની શકતો નથી! હું તો માત્ર એક પછી એક તેના ખૂનના જ પ્રમાણો જોઉં છું."

"આપની દિકરીને કોઇએ ગુપ્ત સ્થળે સંતાડી રાખી છે. જે માણસે એ કાર્ય કર્યું છે, તે અત્યારે માત્ર, જેથી આપણે વિમળાનું ખૂન થયું છે, એમ સાચું માનીએ એવા જ પ્રયત્નો કરીને તે નાના પ્રકારનાં ખૂનનાં પ્રમાણો આપણી સામે રજુ કરે છે. એ બીજું કશું

નથી—માત્ર ચતુર માણસની ચાતુરી જ છે."

"શાપરથી તમે એમ જાણ્યું કે એ સઘળાં પ્રમાણો જૂઠાં છે—માત્ર ચાતુરી જ છે ?"

"આપને ઘેર આવીને મેં જે જે પ્રમાણો જોયાં, તેપરથી મને સ્પષ્ટ જણાઇ આવ્યું છે કે તે સઘળાં જુઠાં છે. વળી એમ પણ સ્પષ્ટ જણાઈ આવ્યું છે કે તે ખૂન નથી; કિન્તુ એક ભયંકર ષડ્યંત્ર છે. આપના ઘરની દિવાલપર જે લોહીના છાંટા પડેલા છે, તે જોતાં સારી રીતે જણાઇ આવે છે કે તે છાંટા કોઈ માણસ તેના હાથે કરીને નાંખી ગયો છે. વળી જુઓને જે છરી બિછાનામાં પડી હતી, તે બહુ જ યત્નપૂર્વક તેવી રીતે રાખવામાં આવી હતી; તે એવી રીતે રાખવામાં આવી હતી કે ઘરમાં પ્રવેશ કરતાં વાર જ તે દૃષ્ટિએ પડે. વળી તે છરીવડે કોઇનું ખૂન કરવામાં આવ્યું નથી, એમ તે છરી જોતાં જ જાણી શકાય છે. છરી ઉપર કોઇએ લોહી લપેટેલ છે; તેના આગળના ભાગમાં એક બિંદુ પણ લોહી નથી. છરી શરીરમાં ભોંકવા જતાં પ્રથમ તેનો આગલો ભાગ અંદર ઘુસ્યા વિના એકાએક તેનો વચલો ભાગ અંદર પ્રવેશ કરી શકે નહિ."

રામકુમાર બાબુએ વિસ્મયતાપૂર્વક તેનાં બંને નેત્રો વિકસાવીને સંજીવચંદ્ર સામે જોઇને કહ્યું: "સંજીવ બાબુ, ધન્ય છે આપને કે એ સઘળું આપે કાળજીપૂર્વક જોઇને શોધી કહાડયું! હું તો કશું સમજી શક્યો નહોતો. આપ જે કહો છો, તે મને મનમાં બરાબર ઠસી જાય છે; આપ એક ઉત્તમ અને સુનિપુણ જાસૂસ છો, તે આપના કાર્યના પ્રારંભમાં જ હું જાણી ગયો છું. ગમે તેમ હોય, પરંતુ સંજીવ બાબુ, હું આપને એટલી વિનતિ કરૂં છું કે ગમે તે પ્રકારે મારી વિમળા મને મેળવી આપો."

સંજીવચંદ્ર બોલ્યો: "એમાં વિનતિ શાની સાહેબ—એ તો અમારા લોકનું મુખ્ય કામ છે! હું અત્યારે એવા રહસ્યમાં પડ્યો છું કે બીજી વાતનો વિચાર કરવાનો પણ મને સમય મળતો નથી. હું એટલો બધો ઉત્કંઠિત બની ગયો છું કે એક ક્ષણ વારમાં જ એ સઘળા ષડ્યંત્રનો ભેદ ખુલ્લો કરી નાંખું; કિન્તુ કોઈ મોટા શક્તિમાન માણસનું આ કાર્યકલાપ છે, તેથી સહજમાં તે સિદ્ધ થઈ શકશે નહિ. કપડાની અંદરથી તે કપાઈ ગએલો હાથ બહાર કહાડીને બોલ્યો: "જુઓ, આ હાથ જોઇને આપ શંકાશીલ બની ગયા છો કે આપની દિકરી જીવતી નથી; કિન્તુ હું કહું છું કે આપની દિકરી જીવતી છે. એનું આ એક પ્રત્યક્ષ પ્રમાણ છે."

"હું તો એ કપાઈ ગએલા હાથની કાંઈ પણ વાત સમજી શકતો નથી."

"આ હાથ કદિ પણ આપની દિકરીનો નથી. આપની દિકરીની ઉંમર તેર વર્ષની છે; કિન્તુ આ હાથ કોઈ વીસ અથવા તે કરતાં પણ વધારે ઉંમરના મનુષ્યનો છે. કોઈ મરી ગએલી સ્ત્રીના શબમાંથી આ હાથ કાપી લાવીને તેની આંગળીમાં આપની દિકરીની વીંટી ઘાલી છે."

"તેમ કરવામાં ખૂન કરનારનો શો ઉદ્દેશ હશે ?"

"એની અંદર ગુહ્ય મતલબ રહેલી છે—આપની દિકરીનું ખૂન કર્યું છે, એનું પ્રમાણ દેખાડવાનો તેનો ઉદ્દેશ છે."

"જો મારી દિકરી જીવતી રહે, તો કેવા પ્રકારથી તેઓનો ઉદ્દેશ સિદ્ધ થશે ?"

"તેઓ પ્રથમ અત્યારે તો તમારી દિકરી મરી ગઈ છે, એવું સાબિત કરવાને પ્રયત્ન કરે છે અને પાછળથી તેમનો ઉદ્દેશ સિદ્ધ

કરવાને તેઓ ઇચ્છે છે; પરંતુ હજીસુધી તેનો ઉદ્દેશ સિદ્ધ થઈ શક્યો નથી. તેઓની સઘળી ચાલાકી મારા સમજવામાં આવી ગઇ છે. હવે મારૂં જે કર્તવ્ય છે, તે હું કરીશ."

" હવે આપનું શું કર્તવ્ય છે ?"

" મૃત્યુ પહેલાં વિમળાનો ઉદ્ધાર કરવો."

## પ્રકરણ ૮ મું.

### " રમલ. "

રામકુમાર બોલ્યુ—જ્યારે ષડ્યંત્ર રચનારા જાણશે કે તેઓનું ષડ્યંત્ર નિષ્ફળ નીવડયું છે, ત્યારે તેઓ મારી વિમળાને શું જીવતી રહેવા દેશે ?

સંજીવચંદ્ર—( મંદ હાસ્ય કરીને ) જ્યાંસુધી હું વિમળાનો ઉદ્ધાર કરીને અહીં લાવી શકું નહિ, ત્યાંસુધી તે વાત તેઓના જાણવામાં હું કદિ આવવા દઇશ નહિ. હવે તો શઠની સાથે મારે પણ શઠતા કરવી જ પડશે, સહેજમાં કશું થઇ શકશે નહિ. તેઓ જેમ તેમનો ઉદ્દેશ સિદ્ધ કરવા માટે એક પછી એક વિમળાના મૃત્યુનાં પ્રમાણો દેખાડે છે, તેવી રીતે હું પણ જાણે વિમળાના શબની શોધ કરતો ફરૂં છું, એવા પ્રકારનો ભાવ બહારથી દેખાડીશ. કિન્તુ અંદરનો જે પરિશ્રમ છે, તે આપની દિકરીનો મૃત્યુ પહેલાં ઉદ્ધાર કરવાનો છે.

રામકુમાર બોલ્યુ—કિન્તુ સંજીવ બાબુ, તેઓ વિમળાને વધારે દિવસસુધી જીવતી રાખશે નહિ, તે હું સારી રીતે જાણી શકયો છું.

સંજીવચંદ્ર—તેનો જુમો મારે માથે. પ્રથમ તો મારે એ જાણ-

વાનું છે કે એ દુષ્ટોએ તેનું મુડદું ક્યાં સંતાડયું છે.

રામકુમાર બાબુ—( વિસ્મય અને ભય પામીને ) એ શું બોલો છો સંજીવ બાબુ ? હમણાં કહો છો કે તે જીવતી છે અને પાછળથી કહો છો કે તેનું મુડદું ક્યાં સંતાડયું છે ?! ત્યારે કેવી રીતે હું મારી વિમળાને જીવતી મેળવી શકીશ ?

સંજીવચંદ્રે મંદ હાસ્ય કરીને કહ્યું: "હું જે મુડદાની વાત કરૂં છું, તે તમારી વિમળાનું નહિ, કિન્તુ જેનો આ કપાઈ ગએલો હાથ છે, તેના મુડદાની હું પ્રથમ શોધ કરવાને ઇચ્છું છું. આપણે અત્યારે જાણે વિમળાના મુડદાની શોધ કરવાનો પ્રયત્ન કરીએ છીએ, એવો દેખાવ કરીશું તો તે મુડદાનો પત્તો લાગશે. એ દરમિયાન આપની વિમળાના ઉદ્ધારનો પણ સુયોગ જોઈ લેવાશે. કિન્તુ સહજમાં આપની દિકરીનો ઉદ્ધાર થઇ શકશે નહિ—અનેક પ્રયત્નો કરવા પડશે. મારે પણ એક વાર પ્રથમ ખાતરી કરવી પડશે કે આ કપાઈ ગએલો હાથ આપની દિકરીનો છે કે નહિ. મુખ્ય વાત એ છે કે તેઓ જેમ પાંદડે પાંદડે ફરી રહ્યા છે, તેવી રીતે મારે પણ ડાળીએ ડાળીએ ફરવું પડશે, જો તેમ ન કરવામાં આવે તો કાર્ય સિદ્ધ થવું અસંભવિત છે."

રામકુમાર બાબુએ કહ્યું: "સંજીવ બાબુ, આપની શક્તિ અદ્ભુત છે ! આપના ઉદ્યમથી મારી દિકરીનો ઉદ્ધાર થાય, એમાં આશ્ચર્ય શું ?"

સંજીવચંદ્ર—જગદીશ્વરની કૃપાથી અને આપના આશીર્વાદથી આ કાર્યમાં મને જલ્દી સફળતા મળશે—આપની દીકરી વિમળા હવે આપને જલ્દી મળશે.

રામકુમાર બાબુ—હું પણ આપને યોગ્ય ઇનામ આપીશ.

સંજીવચંદ્ર—બહુ સારૂં. જો કદિ આપની મહેરબાની મેળ-

વવાને મારૂં નસીબ બળવાન હશે, તો જલ્દી હું મારા કાર્યમાં સફળતા મેળવીશ. આપ મારી કાંઈ પણ વાત કોઇને પણ કરશો નહિ.

રામકુમાર બાબુ—સંજીવ બાબુ, આ ભયાનક ષડ્યંત્ર રચનારા કોણ હશે ?

સંજીવચંદ્ર—સમય આવ્યે તે જાણવામાં આવશે.

રામકુમાર બાબુ—પ્રથમ મૃતદેહની શોધ કરવાની શી જરૂર છે ? પ્રથમ વિમળાનો ઉદ્ધાર કેમ કરતા નથી ?

સંજીવચંદ્ર—પ્રથમ જો તે મુડદાની શોધ કરવામાં આવે, તો અનેક પ્રકારની સરળતા પ્રાપ્ત થાય. તે લાસ જો આટલા દિવસની અંદર સડી ગઈ હશે, તોપણ તે આપની દિકરીની લાસ છે કે નહિ તે ઓળખાશે. તેમ થવાથી તેઓના મનમાં દૃઢતા ઉત્પન્ન થશે કે તેઓનો અભિપ્રાય હવે સિદ્ધ થવા આવ્યો છે અને તેથી આપણો પણ ઉદ્દેશ સફળ થશે.

રામકુમાર બાબુ—સાહેબ, શું હજી કાંઇ પણ તમારા જાણવામાં આવ્યું નથી ?

સંજીવચંદ્ર—કેટલુંક જાણવામાં આવ્યું છે; કિન્તુ તે ઘણું ઓછું છે.

રામકુમાર બાબુ—જે જાણવામાં આવ્યું હોય, તે મને કહોને.

સંજીવચંદ્ર—હમણાં નહિ—સમય આવ્યે કહીશ.

રામકુમાર બાબુ—સંજીવ બાબુ, જાસૂસો ઘણી વખત નાના પ્રકારના ગુપ્તવેશો ધારણ કરે છે. તેથી જો કદિ આપ ગુપ્તવેશ ધારણ કરશો, તો હું શી રીતે તમને ઓળખી શકીશ ?

સંજીવચંદ્ર—હું ગુપ્તવેશ જવલ્લે જ ધારણ કરૂં છું. બુદ્ધિનો અભાવ હોવાથી કેટલાક એ પ્રમાણે કરે છે; કિન્તુ મને એવો સમજશો નહિ—હું તો આવા જ વેશમાં આપનું કાર્ય પૂરૂં કરીશ, તોપણ જો કદિ

મારે બીજો વેશ ધારણ કરવાની જરૂર પડશે, તો તમે મારી તરફ આંખ ફેરવશો કે તુરત જ હું મારી એક આંખ મીંચી વાળીશ, કે જેથી સહજમાં તમે મને ઓળખી શકશો. આ વાત ધ્યાનમાં રાખજો.

રામકુમાર બોલ્યુ—સારૂં, હું યાદ રાખીશ.

સંજીવચંદ્ર—હવે આપ નિશ્ચિંત રહેજો. આપની દિકરીનો ઉદ્ધાર કરવાનો ભાર મારા ઉપર છે.

એમ બોલીને સંજીવચંદ્ર ત્યાંથી વિદાય થઇને બગીચામાં ગયો. જે સ્થળે હીરાલાલ અને તેના બંને સાથી મરવા પડેલા પુરૂષની ગઈ રાત્રે સારવાર કરતા હતા, તે જ સ્થળે અને તે જ ઝાડ નીચે તે જઈ પહોંચ્યો. ત્યાં લોહીલોહાણ થએલો એક રૂમાલ પડેલો તેના જોવામાં આવ્યો. જાણુવામાં આવ્યું કે ઘવાએલ વ્યક્તિને વાગેલે સ્થાને એ રૂમાલ દાબી રાખવામાં આવ્યો હતો.

તે રૂમાલને સારી રીતે પહોળો કરીને તે જોવા લાગ્યો. તપાસ કરતાં એક ખૂણે કોઇનું નામ લખેલું તેના જોવામાં આવ્યું. નામનો પહેલો અક્ષર લોહીના ડાઘથી તદ્દન ઢંકાઈ ગયો હતો; બાકીના ત્રણ અક્ષર ઝાંખા ઝાંખા નજરે પડતા હતા. તે અક્ષરો "રમલ" હતા. સંજીવચંદ્રે મનમાં વિચાર્યું કે નામનો પહેલો અક્ષર "પ" લોહીથી ઢંકાઈ ગયો છે. તેણે જાણ્યું કે આ રૂમાલ પરિમલનો જ હોવો જોઇએ. તે મનમાં બોલ્યો: "પરિમલ ! હવેથી તું મારા સંદેહનું પાત્ર બની. જોતી રહેજે કે તારી ચતુરાઇભરેલી જાળ હું કાપી નાંખું છું કે નહિ, તારૂં સુંદર–નિર્દોષ–અકલંકિત મુખ જોઇને મને જે તારા પર વિશ્વાસ ઉત્પન્ન થયો હતો, તે હવે એકાએક નાશ પામ્યો છે. તારા નામવાળો રૂમાલ તારા પર સંદેહ લાવવાને કારણીભૂત થઈ પડ્યો છે. હવે મને જણાયું કે ફૂલના ઢગલામાં પણ ઝેરી સર્પનું બચ્ચું સંતાઈ શકે છે ખરૂં !"

# પ્રકરણ ૯ મું.

## મલ્લયુદ્ધ.

દેવીદાસ રામકુમાર બાબુને ઘેરથી તિરસ્કાર પામીને ગયા પછી તે પાછો ફરીથી બેહાલામાં આવ્યો જ નહિ. તે સમજી પણ શક્યો નહિ કે રામકુમાર બાબુએ તેને ઘેર આવવાની શા કારણથી પોતાને મનાઈ કરી છે. હાલમાં તેના હૃદયમાં વિમળાની ચિન્તા બહુ વ્યથા કરી રહી છે. હવે તે તેના મિત્રોને પણ મળવા જતો નથી. તેઓ તેને ત્યાં આવે, ત્યારે તે તેમની સાથે ઝાઝું બોલતો પણ નથી. તેઓએ તેના સ્વભાવમાં આવો એકાએક ફેરફાર થઈ જવાનું કારણ પૂછ્યું; પરંતુ કશો ઉત્તર મળ્યો નહિ. કદિ ઉત્તર આપતો તો "કશોય મારા સ્વભાવમાં ફેરફાર થયો નથી" એમ કહીને તે વાત એકાએક ઉડાવી દેતો. કિન્તુ તેઓ જોતા કે તેના સુંદર મુખ ઉપર કોઈ એક ભયંકર વિષાદની છાયા છવાઈ રહી છે.

કોઈ કહેતું કે વિમળાને માટે એ મિથ્યા શોક કરે છે—મિથ્યા દુઃખ પામે છે—મિથ્યા ઉદાસ રહે છે. જ્યારે તે તેની અતુલ ધનસંપત્તિનો અધિપતિ થશે, ત્યારે તેનું મન શાન્ત થશે. કોઇ વળી ગુપચુપ એમ પણ કહેતું કે દેવીદાસના મનમાં કાંઈ પણ દુઃખ નથી—એ તો માત્ર ઢોંગ કરે છે; તે પોતે જ વિમળાનું ખૂન કરનાર છે.

પ્રિય વાચક! ચાલો, આપણે આ પ્રકરણમાં એક વાર દેવીદાસની મુલાકાત લઇએ. અત્યારે સંધ્યા સમય થવા આવ્યો છે. ગાયોના પગથી ઉડતી ધૂળીનું વાદળું આકાશમાં છવાઈ ગયું છે. સામે યામિની રાક્ષસી પોતાનું ભયંકર વદન વિકાસીને ભયાનકતામાં વધારો કરી

રહી છે. સામેથી કાન્તિમયી સંધ્યા યામિનીની હિંસામયી મૂર્તિને આવતી જોઈને અને પોતાની સુંદરતાનો ક્ષય થતો જોઈને તે એકાએક મલીન થઈ ગઈ—દીર્ઘ નિશ્વાસ ત્યાગ કરવા લાગી—રડવા લાગી. વાવાઝોડું શરૂ થયું અને સાથે સાથે ટમટમ્ વરસાદ પણ આવવા લાગ્યો. યામિનીએ તે વખતે કેટલાંક કાળાં વાદળાંને ખેંચી લાવીને સંધ્યાનો ઘોર અંધકાર વધારે ઘોરતમ કરી મૂક્યો.

કાલીઘાટથી દક્ષિણ દિશા તરફ જે એક રસ્તો જાય છે, તે રસ્તે થઈને ટાલિગંજમાં જવાય છે. પૂર્વે—આપણી કથાને સમયે એ રસ્તાની બંને બાજુએ એક ભયાનક ઘાડું જંગલ આવી રહેલું હતું. હાલમાં પણ એ સ્થળે મોટાં મોટાં અનેક પૂરાતની ઝાડો જોવામાં આવે છે. વચ્ચે વચ્ચે એક પછી એક એમ અનેક ઝુંપડીઓ પણ બની ગઇ છે. કલકત્તા શહેરનું દારિદ્ય નાસી જઇને હાલમાં એ સ્થળે નિવાસ કરીને રહ્યું છે.

એ રસ્તામાં કેવડાતલા નામે એક સ્મશાન છે. સ્મશાનની પશ્ચિમ દિશાએ ગંગા નદી વહન કરી રહી છે. અત્યારે તો એ સ્મશાનમાં ઘણો સુધારો કરવામાં આવ્યો છે. આપણે જે સમયની વાત કરીએ છીએ, તે સમયે એ સ્મશાન માત્ર વૃક્ષાવલિથી ઘેરાઈ ગએલું હતું. હાલમાં તો તેને ફરતી ચોતરફ ઈંટોથી બાંધેલી એક મોટી દિવાલ ઉભી કરવામાં આવી છે. એ સ્મશાનની પશ્ચિમ દિશાએ અપાર વૃક્ષાવલિની વચ્ચે થઈને દેવીદાસ અત્યારે ગુપચુપ એકલો ચાલ્યો જાય છે.

એવા સમયમાં પાછળથી કોઈ એક જણે આવીને તેને ખભે હાથ મૂક્યો. એકાએક ચમકી જઇને પાછળ ફરીને જોયું તો એક મોટો કદાવર બળવાન પુરૂષ તેની નજરે પડ્યો. તે જોઈને દેવીદાસ બોલ્યો: “કોણ છો તમે ? શું જોઈએ છે ?”

"હું એક જાસૂસ છું. તમને શોધતો આવ્યો છું."

"આ સ્થળે તમે કેમ આવ્યા છો?"

"પ્રથમ કહ્યું તો ખરું કે આપની શોધ કરવા આવ્યો છું."

"અરે નસીબ! આપના જેવા મનુષ્યને મારી શી જરૂર છે?"

"જો આપની જરૂર ન હોય, તો હું આવું શામાટે? આપ અત્યારે ક્યાં જાઓ છો?"

"એ વાત પૂછવાનું કાંઇ કારણ?"

"કારણ પછી કહીશ. અત્યારે તો હું જે પૂછું, તેનો જવાબ દો."

"હું તમારા પ્રશ્નનો કશો પ્રત્યુત્તર આપવાને ઇચ્છતો નથી અને આપીશ પણ નહિ."

"જો નહિ આપો, તો તમે મારા કેદી છો."

અત્યંત વિસ્મય પામીને દેવીદાસ બોલ્યો: "કેદી! શા અપરાધથી કેદી?"

"વિમળાના ખૂનના અપરાધથી."

"વિમળાના ખૂનના અપરાધથી?"

દેવીદાસ અત્યંત ક્રોધાયમાન થઇ ગયો. ભ્રકુટી ચડાવી અને બંને આંખો વિકસાવીને તે ગર્જના કરતો બોલ્યો: "કોણ સાહસ કરીને એ વાત કહે છે કે હું વિમળાના ખૂનનો અપરાધી છું?"

"હું કહું છું."

અકસ્માત્ પિસ્તોલનો એક અવાજ થયો. તેની સાથે એક ગોળી સંજીવચંદ્રના માથાપર થઈને ચાલી ગઈ.

સંજીવચંદ્રે પ્રથમથી જ જોયું હતું કે દેવીદાસ તેનાં કપડાંની અંદરથી પિસ્તોલ બહાર કહાડે છે. ચાલાકીથી ગોળીમાંથી બચી જવા માટે તે જમીનપર બેસી ગયો હતો. ગોળી માથાપરથી ચાલી ગયા

પછી તુરત જ તે દેવીદાસને બાઝી પડ્યો. સંજીવચંદ્રના બાહુપાશમાંથી છૂટી જવા માટે તેણે અનેક પ્રયત્નો કર્યા, કિન્તુ તે નિષ્ફળ નીવડ્યા. સંજીવચંદ્રને જમીનપર ફેંકી દેવાનો દેવીદાસ જીવજાનથી પ્રયત્ન કરવા લાગ્યો.

અરસપરસ બંને એક બીજાને હરાવવાને ઇચ્છતા હતા. સંજીવચંદ્રે વિચાર્યું કે તેને બિલકુલ આઘાત કર્યા સિવાય તેનાં હાથયારો ખુંચવી લેવાં. દેવીદાસ તેના વિરોધીનો પ્રાણ લેવાને ઇચ્છતો હતો.

ઉભયના શરીરમાં યોગ્ય સામર્થ્ય હતું. કોઈ કોઇને હરાવી શકતું નહોતું. સંજીવચંદ્રના શરીરમાં એવી કોઈ અદ્દ્ભુત શક્તિ હતી કે કોઇ પણ મનુષ્ય ગમે તેવો બળવાન હોય, તોપણ તે પોતાને હરાવી શકતો નહિ. દેવીદાસ એક સ્વરૂપવાન યુવક હતો. તેની સુંદર સુકોમળ કાન્તિમાં તેનું સંપૂર્ણ બળ ગુપ્ત રીતે ઢંકાઈ રહ્યું હતું. કિન્તુ તે એવો બળવાન હતો કે સંજીવચંદ્ર તેને કશું પણ કરી શક્યો નહિ. તેના બળની સીમા એટલેસુધી હતી કે સંજીવચંદ્ર તેની પિસ્તોલ પણ ખુંચવી શક્યો નહિ. પ્રથમ સંજીવચંદ્ર જાણતો નહોતો કે દેવીદાસ આટલો બધો બળવાન છે.

પૂર્વે દેવીદાસ પોતાને ઘેર પહેલવાન ભૈયાને રાખીને કુસ્તિ શિખતો હતો, કિન્તુ તેણે પોતાની બુદ્ધિ અને શારીરિક પરિશ્રમથી એટલી બધી શક્તિ મેળવી હતી કે તે તેના શિક્ષક પહેલવાન ભૈયાને પણ સહજમાં હરાવી દેતો. આખરે મોટા મોટા પહેલવાન કુસ્તિબાજો પણ તેને પહેલવાન કહીને તેને માન આપતા. છેલ્લાં પાંચ વર્ષથી તેણે કુસ્તિનો અભ્યાસ છોડી દીધો હતો; તોપણ તેની તે શક્તિ કાયમ રહી હતી.

છેવટે દેવીદાસે તેની પિસ્તોલ ફેંકી દઇને કમરમાંથી એક તીક્ષ્ણ

છરી બહાર કહાડી. સંજીવચંદ્રે છરી સહિત તેનો હાથ પોતાની બગલમાં મજબૂત રીતે દાબી રાખ્યો. તેણે જોયું કે જો અત્યારે જલ્દી તેનું હથિયાર ખુંચવી નહિ લઇ શકાય તો પોતાનો જીવ જોખમમાં આવી પડશે. તેણે દેવીદાસનો હાથ પોતાની બગલમાં દબાવી રાખીને પોતાના બંને હાથે તેને ખેંચવા લાગ્યો. પછી ધીમેથી પોતાની ચાલાકીથી તેને જમીનપર પાડી દીધો. તે વખતે સંજીવચંદ્ર પોતાના બંને હાથે છરી સહિત દેવીદાસના હાથને જમીનપર દબાવી રાખીને છરીનો હાથો દાંતમાં પકડીને ખેંચવા લાગ્યો. કેટલીક વારે દેવીદાસના હાથમાંથી છરી ખુંચવી લીધી. તુરત જ સંજીવચંદ્ર દેવીદાસની છાતીપર ચડી બેઠો.

## પ્રકરણ ૧૦ મું.

### યુદ્ધની સમાપ્તિ.

"સાંભળો દેવીદાસ!" સંજીવચંદ્રે કહ્યું.

"પ્રથમ મારી વાત સાંભળો." યુવકે કહ્યું.

સંજીવચંદ્રે કહ્યું: "બોલો ત્યારે."

દેવીદાસ—સાહેબ, મારૂં સર્વસ્વ હું આપને આપી દઉં, જો એક મારા પર મહેરબાની કરો તો.

સંજીવચંદ્ર—મારે શું કરવાનું છે, કહોને.

દેવીદાસ—આ છરી મારા પેટમાં ઘોંચી દો.

સંજીવચંદ્ર—(મંદ હાસ્ય કરીને) મારી પાસેથી એવી મહેરબાની મેળવવાનું કારણ શું?

દેવીદાસ—પોલીસના માણસથી આવી રીતનું અપમાન સહન

કરવા કરતાં મરી જવું સેંકડોગણું સારૂં છે. જો કદિ તમે તેમ ન કરી શકો, તો મારા હાથમાં આપો, હું એ છરી મારે હાથે કરીને મારા પેટમાં ઘોચી દઇશ.

સંજીવચંદ્ર—ના દેવી બાબુ, આપને તેમ નહિ કરવું પડે; હું આપને કેદ કરીશ નહિ. તમારા નિર્દોષપણા ઉપર તમને પોતાને જેટલો વિશ્વાસ છે, તેના કરતાં પણ મને તમારા પર વધારે વિશ્વાસ છે, તે તમે નક્કી સમજજો. હજી પણ હું તમારી નિર્દોષિતા સાબિત કરીશ. આપ વિનાઅપરાધે અપરાધી બનો નહિ, તે માટે હું વિશેષ પ્રયત્ન કરીશ.

દેવીદાસ—કોણ મને અપરાધી ઠરાવે છે ?

સંજીવચંદ્ર—ઉઠોને એક વાર, સઘળી વાત હું આપને કહું છું. મારા પર અણુવિશ્વાસ કરશો નહિ. ગઇ ક્ષણની વાત આપ ભૂલી જાઓ—હું પણ ભૂલી જઉં—જે બનવાનું હતું તે બની ગયું છે.

બંને જણા ઉભા થયા. ઉભયના મુખ સામે ઉભય તીક્ષ્ણ દૃષ્ટિથી જોવા લાગ્યા. દેવીચરણ દૃઢ પ્રતિજ્ઞાવાળો અને સ્થિર ચિત્તવાળો હોવાથી સંજીવચંદ્રને જોઇને તુરત સમજી ગયો કે આ વ્યક્તિ પોતાના કરતાં બુદ્ધિ અને બળ એ બંને શક્તિમાં ચડીઆતો છે.

દેવીદાસ—હા, હું પણ એમ ધારતો હતો કે આ ખૂનનો સંદેહ મારા પર આવી પડશે.

સંજીવચંદ્ર—હું પણ તેમ જ કહું છું કે એ ખૂનનો સંદેહ આપને માથે આવી પડ્યો છે.

દેવીદાસ—સાહેબ, શું કહો છો, મારા પર સંદેહ આવવાનું કારણ શું ?

સંજીવચંદ્ર—કારણ તો એક બાજુએ રહ્યું, કિન્તુ મારા જાણવામાં

જે આવ્યું, તેથી પણ તમારા પર સંદેહ લાવવાનું વિશેષ કારણ છે. વિમળાના મૃત્યુથી આપને લાભ છે.

દેવીદાસ—વિમળાના મૃત્યુથી મને શો લાભ છે?

સંજીવચંદ્ર—આપના પાલક પિતા જે વિલ કરી ગયા છે, તે વિલના મત પ્રમાણે તો વિમળાનું મૃત્યુ થવાથી સઘળી ધનસંપત્તિના માત્ર આપ એક જ અધિકારી છો.

દેવીદાસ—બસ એટલા માટે જ!

સંજીવચંદ્ર—ત્યારે બાજું શું?

કેટલીક ક્ષણુસુધી દેવીદાસ સ્તબ્ધ રહ્યો. બંને આંખો મીંચી વાળી. હૃદયમાં કોઇ એક પ્રકારનું દુઃખ અનુભવવા લાગ્યો. થોડી વાર પછી આંખો ઉઘાડીને બોલ્યો: "સાહેબ, આપ જો મારા બોલવાપર વિશ્વાસ લાવો, તો હું ઇશ્વિરના સોગંદ ખાઇને આપને સઘળી વાત જણાવી દઉં."

સંજીવચંદ્રને તો એટલું જ જોઇતું હતું. તેણે તુરત જ સંમતિ આપી.

દેવીદાસ ઉદ્‌ગપૂર્ણ વચને બોલવા લાગ્યો: "સાંભળો સાહેબ, સેંકડો માણસો મારા પર સંદેહ લાવે છે અને પાછળથી પણ લાવશે; કિન્તુ હું મારૂં પોતાનું મન જાણું છું. વિમળાની સાથે મારે કેવો સ્નેહ હતો–વિમળા મને કેવી ચાહતી હતી અને હું તેને કેવો ચહાતો હતો–તે કોણ સમજી શકે? તેના સ્નેહની આગળ ધન શા હિસાબમાં છે? તેના એક વાળને માટે હું મારો પ્રાણ આપવાને પણ સદા તત્પર હતો. હું સારી રીતે સમજતો હતો કે વિમળા મારા પર જે પ્યાર રાખે છે, તેટલો પ્યાર આ પૃથ્વી ઉપર બીજું કોઈ રાખતું નથી."

સંજીવચંદ્ર—દેવીદાસ બાબુ, આપે જે કહ્યું કે વિમળા આપને

તેના પ્રાણ કરતાં પણ અધિક ચાહતી હતી, કિન્તુ તેનો તે સ્નેહ ખરો હતો, એ વિષે આપનો પૂર્ણ વિશ્વાસ છે ?

દેવીદાસ—હવે વિશ્વાસ શેના પર કરૂં ? આ જગતમાં વિશ્વાસને નામે જે કાંઈ હતું-તે અત્યારે અણવિશ્વાસના રૂપમાં તીક્ષ્ણ છરી લઇને ઘાતકની માફક ભ્રમણ કરે છે. હવે તો મારા પોતાનો પણ વિશ્વાસ કરી શકું નહિ. વિમળાપર મારો જેટલો વિશ્વાસ હતો, તેટલો મારો પોતાનો પણ મને કદિ વિશ્વાસ નહોતો.

એટલું બોલતાં દેવીદાસની બંને આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. દુઃખ, શોક અને વિષાદનાં ચિન્હો એકી વારે તેના મુખપર પ્રકટી ઉઠયાં.

સંજીવચંદ્ર—દેવીબાબુ, દીલગિર થાઓ નહિ, આપ શું એમ ધારો છો કે વિમળા મરી ગઇ નથી-જીવતી છે !

દેવીદાસ—તે વાત આપને હમણાં શું કહું ? કહેવાની ઇચ્છા પણ નથી.

સંજીવચંદ્ર—દેવીચરણ, મને આપનો એક હિતેચ્છુ ભાઈ સમજો, મારા પર વિશ્વાસ રાખો. જુઓ કે તે મિત્રતાનો પરિચય હુ તમને જલ્દી કરાવી આપું છું કે નહિ.

દેવીદાસ—આપના પર મારો સંપૂર્ણ વિશ્વાસ છે. આપ સાહેબનું નામ શું ?

સંજીવચંદ્ર—મારૂં નામ સંજીવચંદ્ર મુખોપાધ્યાય.

દેવીદાસ—સંજીવ બાબુ, એની અંદર ગુઢમંત્રણા છે. વિમળા જીવે છે, એ વાત હુ સારી રીતે જાણું છું અને તે મરી ગઇ છે એમ કહીને નાના પ્રકારના જે અનેક પ્રયોગો કરવામાં આવે છે, તે સઘળા કેવળ આપણને તેની શોધ કરતા અટકાવવાને માટે જ છે.

સંજીવચંદ્ર—ત્યારે શું આપે તેને માટે કાંઈ શોધ કરી છે? આપે શાથી જાણ્યું કે વિમળા જીવતી છે?

દેવીદાસ—તે રાત્રે હું બીજા કોઈ ન જુવે તેમ ખૂનવાળા ઓરડામાં જોઈ આવ્યો છું. જોકે ઓરડામાં મેં પ્રવેશ કર્યો નહોતો, તોપણ બહારથી જે જે જોયું, તે પરથી હું નક્કી કહી શકું કે તે એક ભયંકર ષડ્યંત્ર છે–ખૂન નથી.

સંજીવચંદ્રે મંદ હાસ્ય કર્યું; આનંદની રેષાઓ તેનાં બંને નેત્રોમાં પ્રકટી ઉઠી. તે બોલ્યોઃ "કેટલુંક આપ જાણો છો ખરા."

દેવીદાસ—કેટલુંક કેમ—મેં જે જે કહ્યું, તે સઘળું સત્ય છે.

# પ્રકરણ ૧૧ મું.

## આ કોનું મુડદું છે?

સંજીવચંદ્ર—ગમે તેમ હોય, કિન્તુ અત્યારે તો કોણ દોષી છે, એ નક્કી કરવાનું છે.

દેવીદાસ—કોણ દૂષિત? વિમળાનો પિતા?

સંજીવચંદ્ર—ના તમે.

દેવીદાસ—(વિસ્મયપૂર્વક દૃષ્ટિથી સંજીવચંદ્રના મુખ સામે જોઇને) હું! હું કેમ? હું શા પ્રકારે દૂષિત હોઇ શકું?

સંજીવચંદ્ર—આપ તો વિમળાની પાછળ સઘળી ધનસંપત્તિના અધિકારી થશો; કિન્તુ હું આપને દૂષિત માની શકતો નથી. દેવીબાબુ, આપને કોઈ એવું સગું છે, કે જેને આ કાર્યમાં કાંઈ લાભ થાય?

દેવીદાસ—ના, કોઈ પણ છે નહિ.

સંજીવચંદ્ર—તમે નક્કી જાણો છો કે આપના કુટુંબમાં એવું કોઇ પણ સગું નથી, કે જે આપના મરણ પાછળ આપની ધનસંપત્તિનું ઉત્તરાધિકારી થઇ શકે ?

દેવીદાસ—ના, હું નક્કી જાણું છું કે કોઈ પણ નથી.

સંજીવચંદ્ર—વારૂ, યોગ્ય સમયે જાણવામાં આવશે.

દેવીદાસ—યોગ્ય સમયે શું જાણવામાં આવવાનું હતું ?

સંજીવચંદ્ર એક વાતમાંથી બીજી વાતમાં ગુપચુપ પ્રવેશ કરવામાં બહુ કુશળ હતો. તેણે કહ્યું: "તમે પરિમલદેવીને જાણો છો ?"

દેવીદાસે કહ્યું: "હા, જાણું છું."

"પરિમલ રામકુમાર બાબુને શું થાય ?"

"ભાણેજી—બ્હેનની દીકરી."

"આપને શું થાય ?"

"કાંઈ પણ નહિ."

"દેવી બાબુ, હું આપને કેટલીક વાત પૂછવાને ઇચ્છું છું; કિન્તુ હું ધારૂં છું કે તે સઘળી વાત આપને અસંતોષજનક લાગશે; તોપણ તમે કશું ખોટું લગાડશો નહિ."

"પૂછોને, હું જે જાણતો હોઇશ, તેનો ઉત્તર આપીશ."

પ્રશ્ન—કદિ–કોઈ પણ દિવસ આપે પરિમલદેવીને સ્નેહની આંખે જોઇ છે ?

ઉત્તર—ના, કદિ પણ નહિ.

પ્રશ્ન—તેણે કદિ સ્નેહની આંખે તમને જોયા છે ?

ઉત્તર—ના, એક દિવસ પણ નહિ.

પ્રશ્ન—તમે શાથી જાણ્યું કે તેણે આપને કદિ પણ સ્નેહની આંખે જોયા નથી ?

ઉત્તર—સ્નેહની વાત તો દૂર રહી, કિન્તુ મારી તરફ તો તે સંપૂર્ણ રીતે વિપરીત છે. મારા પર તેને સ્વાભાવિક રીતે જ દ્વેષ છે; તે કદિ પણ મારા તરફ પ્રેમની આંખે જુએ જ નહિ અને હું પણ જોઈ શકું નહિ.

પ્રશ્ન—તો પછી આપના મૃત્યુથી તેને કોઇ પણ પ્રકારનો લાભ નહિ?

ઉત્તર—મારા મૃત્યુથી જેટલો લાભ આપને થાય, તેટલો જ એને થાય; તેથી અધિક બિલકુલ નહિ, તે નક્કી જાણજો.

સંજીવચંદ્ર—સારૂં, ત્યારે મારી સાથે આવો.

દેવીદાસ—ક્યાં?

સંજીવચંદ્ર—રામકુમાર બાબુને ઘેર.

દેવીદાસ—તે સ્થળે આવવાની મને મનાઈ કરી છે.

સંજીવચંદ્ર—હું આપને ગુપચુપ લઈ જઇશ.

દેવીદાસ—કારણ?

સંજીવચંદ્ર—હું આપને એક મુડદું બતાવવાને ઇચ્છું છું.

દેવીદાસ—(વિસ્મય પામીને) મુડદું! (વ્યાકુલ ચિત્તે) વિમળાનું તો નથી કે?

સંજીવચંદ્ર—તમે જોજોને.

* * * * *

તારાઓના ઝાંખા પ્રકાશમાં બંને જણા રામકુમાર બાબુના બગીચામાં જઇ પહોંચ્યા.

સંજીવચંદ્ર—દેવી બાબુ, ભય પામશો નહિ કે?

દેવીદાસ—ના.

ઉપર જણાવેલા ખુલ્લા મેદાનમાં સંતાડેલા મુડદાને બહાર કહા-

ડીને બત્તીનો તીક્ષ્ણ પ્રકાશ તેના મ્હોંપર ફેંકીને સંજીવચંદ્ર બોલ્યોઃ "જુઓ, તમે આને ઓળખો છો ?"

દેવીદાસ શંકાશીલ બની ગયો-હૃદયનું બળ નાશ પામ્યું-નેત્ર વિકસાવીને રૂદ્ધ શ્વાસે જોવા લાગ્યો. કેટલીક ક્ષણસુધી તે કશો ઉત્તર આપી શક્યો નહિ.

સંજીવચંદ્ર—જલ્દી બોલો, વિલંબ કરવાનો અત્યારે સમય નથી.

દેવીદાસ—આ કોનું મુડદું છે ?

સંજીવચંદ્ર—કોનું છે, તે તમે કહો.

દેવીદાસ તે મુડદાની પાસે ઘુંટણીએ બેસીને બારીક દૃષ્ટિથી જોવા લાગ્યો.

સંજીવચંદ્ર—ઓળખી શકો છો ? કદિ પણ આ વ્યક્તિને તમે કોઈ પણ સ્થળે જોએલી છે ?

દેવીદાસ—ના, કદિ પણ જોએલી નથી.

સંજીવચંદ્ર—ત્યારે હવે શું થશે ?

દેવીદાસ—આ વ્યક્તિ કોણ છે, તે આપ જાણો છો ?

સંજીવચંદ્ર—ના, જાણતો નથી. હું તો એક મોટા રહસ્યમાં પડી ગયો છું.

દેવીદાસ—આ વ્યક્તિ કેવા પ્રકારથી મરી ગએલી છે ?

સંજીવચંદ્ર—તે હું પાછળથી કહીશ.

એમ કહીને તે એકાએક દેવીદાસનો હાથ પકડીને તેને થોડેક દૂર ખેંચી ગયો. બત્તીનું અજવાળું પણ બંધ કરી દીધું. પોતે ઘાસ ઉપર સૂઈ પડીને દેવીદાસને પણ તેમ કરવાને કહ્યું: "બોલશો નહિ—કોઈ આવે છે."

---

# પ્રકરણ ૧૨ મું.



## કાકા.

બંને જણા તે સ્થળેથી કેટલેક દૂર જઇને એક ઝાડીની પાસે ઘાસ ઉપર સૂઇ ગયા.

તે અંધકાર અને ટમ્ટમ્ વરસતા વરસાદની અંદર તે મુડદાનું બગડી ગએલું મ્હોં એક ભયાનક વિભીષિકાના જેવું દેખાવા લાગ્યું.

દેવીદાસે અત્યારસુધી કાંઇ પણ શબ્દ સાંભળ્યો નહોતો; તે સંજીવચંદ્રને આ પ્રમાણે એકાએક સંતાઈ જતો જોઈને વિસ્મિત થઈ ગયો અને સંજીવચંદ્રના મુખ સામે એકીટસે જોવા લાગ્યો. તેણે જોયું કે તેની સતર્કતા, તીક્ષ્ણ દૃષ્ટિ, ચતુરાઈ જાણે તેની આંખોમાં પ્રતિક્ષણે ભાસ્યમાન થાય છે.

કેટલીક વાર પછી એક મનુષ્ય આવીને તે મુડદાની પાસે ઉભું રહ્યું અને તેને પોતાના હૃદય પાસે ખેંચી લાવીને બોલ્યું: "નરૂ! આ આશા કરીને આવ્યો હતો! તારે માટે મેં આ ભયંકર કામમાં હાથ ઘાલ્યો; કિન્તુ આજ મારી સઘળી મહેનત નિષ્ફળ નીવડી. તેં મારૂં સઘળું નિષ્ફળ કર્યું." એમ કહીને તે રડવા લાગ્યો.

કેટલીક વાર રડ્યા પછી અત્યંત ઉદાસીથી તે પાછો ચાલ્યો ગયો.

સંજીવચંદ્રે દેવીદાસને કહ્યું: "આપ હવે ઘેર જાઓ. જ્યારે કામ પડશે, ત્યારે હું આપને ઘેર આવીને મળીશ. પણ સાવધાન રહેજો કે આપણી આ સઘળી વાત આપના મ્હોંએથી બીજા કોઇ માણસને કાને જવા પામે નહિ."

દેવીદાસે સંજીવચંદ્રનો હાથ પકડીને કહ્યું: "સંજીવ બાબુ, આ-

પને એક વાત કહેવાને હું ઇચ્છું છું. હમણાં જે માણસ અહીં આવીને ચાલ્યો ગયો, તેને મેં કોઇક સ્થળે જોયો હોય એમ લાગે છે; ઘણું કરીને હું તેને ઓળખું પણ છું; પણ અત્યારે તે યાદ આવતું નથી."

"ભલા માણુસ, સારી રીતે ધ્યાન દઇને આ મુડદાને જુઓ તો ખરા, મને પણ પ્રથમથી જ એમ જણાયું કે તેનો ચહેરો બરાબર આપના ચહેરાને મળતો આવે છે."

"જેવી રીતે તમે જાણ્યું; તેવી જ રીતે મને પણ એમ જણાય છે કે હું તેને ઓળખું છું. (થોડી વાર વિચાર કરીને) હા, હવે મને યાદ આવ્યું, જે માણસ અહીં આવીને ચાલ્યો ગયો, તેને હું ઓળખું છું."

"તે કોણ હતો, ત્યારે બોલોને."

"ના, માફ કરો, તે હું નહિ કહું."

"દેવીઆણુ, આપનું મન સ્થિર કરો, તે વાત મને જો જણાવશો, તો વિમળાની શોધમાં મને ઘણી મદદ મળશે."

"તે મારા કાકા હતા."

"આપના કાકા ? નામ શું ?"

"નામની મને ખબર નથી."

"એ શું બોલો છો ? આપના કાકાના નામની આપને ખબર નથી ?"

"ઘણા દિવસથી નામ હું ભૂલી ગયો છું; તેને ઓળખી પણ હું માંડ શક્યો છું. આજ લગભગ અઢાર વર્ષો થયાં, તે અમને છોડીને પરદેશમાં ગયા હતા, પાછળથી સાંભળવામાં આવ્યું હતું કે તે ઢાકામાં રહેતા હતા, ત્યારપછી મારા પિતાના મરણ પછી એકાએક મારા કાકાના મૃત્યુના પણ સમાચાર મળ્યા."

" આપના કાકાને બીજું કોઈ છે ? "

" હા છે. એક સ્ત્રી અને એક મારી ઉંમરનો પુત્ર. "

" તેનું નામ શું ? "

" નરેન્દ્ર. "

" તો આ મરી ગએલી વ્યક્તિ આપનો ભાઈ થાય ! આપના કાકાને નરૂ કહીને બોલતાં આપણે સાંભળ્યા છે; નરેન્દ્ર ઉર્ફે નરૂ, કેમ ખરૂં કે ? ત્યારે કહો છો ને આ મુડદાને હું ઓળખતો નથી ? "

" હું જુઠું બોલ્યો નથી. જ્યારે મારી ઉંમર સાત–આઠ વરસની હતી, ત્યારે નરૂ અને હું એક સાથે રમતા હતા, ત્યારપછી આજ સોળ વરસસુધી મેં તેને બિલકુલ જોયો નહોતો. બાલ્યાવસ્થાથી તે યુવાવસ્થાસુધી શરીરની આકૃતિમાં જેટલો ફેરફાર થાય છે, તેટલો ફેરફાર યુવાવસ્થાથી તે પ્રૌઢાવસ્થા અથવા વૃદ્ધાવસ્થાસુધીમાં થતો નથી; એ આપ પણ જાણુતા હશો. "

" બહુ સરળતા થઈ આવી છે, હવે વધારે મહેનત કરવી પડશે નહિ. "

" શેની સરળતા ? અત્યારે આપ મનમાં શો વિચાર કરો છો ? "

" આ ભયંકર રહસ્ય ખુલ્લું કરવાની સરળતા. હું મનમાં શો વિચાર કરૂં છું, તે વાત અત્યારે આપને કહેવાની જરૂર નથી; કિન્તુ આપ નક્કી જાણજો કે આપની વિમળા જીવતી છે. જ્યારે તમે તમારા કાકાની મને ઓળખાણ કરાવી દીધી છે: ત્યારે એ ષડ્યંત્ર ઘણે ભાગે સરળ થતું આવે છે. હવે અત્યારે ઘેર જાઓ–પ્રસંગ આવે હું આપને એક ગંભીર રહસ્ય–ભેદની વાત જણાવીશ. "

# પ્રકરણ ૧૩ મું.

## રહસ્ય ધીમે ધીમે ગંભીર થતું જાય છે !

દેવીદાસ ચાલ્યો ગયો. જે માણસ મુડદાની પાસે આવીને શોક કરતો હતો, તે જે દિશામાં ગયો; તે જ દિશા તરફ સંજીવચંદ્ર પણ ચાલ્યો.

કેટલેક દૂર જઈ તેણે જોયું કે પેલો માણસ એક ઝાડની પાછળ બેસીને સંકેતધ્વનિ કરી રહ્યો છે. સંજીવચંદ્ર થોડેક દૂર એક ઝાડના થડની પાસે બેસી ગયો, કેટલીક ક્ષણ પછી પુનઃ સંકેતધ્વનિ થયો. તુરત જ એક બાલિકા સંકેત કરનારની પાસે આવીને ઉભી રહી.

તે વખતે ટમ્ટમ્ વરસાદ વરસી રહ્યો હતો. બંને વચ્ચે બહુ વારસુધી કેટલીક વાતચીત ચાલી; સંજીવચંદ્ર તે સાંભળી શકયો નહિ અને પ્રયત્ન કર્યા છતાં તે બાલિકાને ઓળખી પણ શકયો નહિ; કારણ-કે તેણે મ્હોંપર સફેદ વસ્ત્રનો ઘુમટો તાણેલો હતો. વાતચીત પૂરી થયા પછી બાલિકા રામકુમાર બાબુની અટ્ટાલિકા તરફ ચાલવા લાગી. સંજીવચંદ્ર બાલિકાની પાછળ પાછળ જવા લાગ્યો. કેટલેક દૂર જઈને જોયું કે બાલિકાએ પાછળના દ્વારમાં થઈને રામકુમાર બાબુની અટ્ટા-લિકામાં પ્રવેશ કર્યો અને દ્વાર બંધ કરી દીધું; સંજીવચંદ્ર સ્તબ્ધ બની જઈને તે જ સ્થળે ઉભો રહ્યો. તેના હૃદયમાં બહુ ચિન્તા થવા લાગી. એવા સમયમાં અકસ્માત્ કોઈ એક જણે પાછળથી આવીને તેને ખભે હાથ મૂકયો અને મ્હોં સામે પિસ્તોલ ધરી રાખીને અત્યંત કર્કશ સ્વરે બોલ્યોઃ “ તું કયાં જાય છે ? ”

સંજીવચંદ્રે કશો ઉત્તર આપ્યો નહિ. તેણે જોયું કે તે પુરૂષ

બીજો કોઈ નહિ, પણ દેવીદાસનો કાકો છે. તેના જે હાથમાં પિસ્તોલ હતી, તે હાથ બંને હાથવડે મજબૂત પકડીને સંજીવચંદ્ર ટીંગાઈ પડ્યો અને તેની સાથે જમણા પગવડે તેના બંને પગમાં જોરથી આઘાત કર્યો. તે માણસ તે ભયંકર પાદપ્રહારથી પદભ્રષ્ટ થઈને મ્હોંભેર પડીને જમીનને ચુંબન કરવા લાગ્યો. સંજીવચંદ્ર તેની પીઠપર ચડી બેઠો અને જોરથી એક બે મુષ્ટિપ્રહાર પણ કરવાને ચૂક્યો નહિ. પોતાના દુપટ્ટાવડે તેના બંને હાથ અને બંને પગ પીઠ પર આણીને એકત્ર બાંધ્યા અને તેને તે સ્થળે મજબૂત બાંધી રાખીને પોતે બાલિકાની શોધ કરવા ચાલ્યો.

પરિમલદેવી જે ગૃહમાં સૂતી હતી, તે ગૃહ તરફ સંજીવચંદ્ર ચાલ્યો. તેણે જોયું કે તે ગૃહમાં દીપક બળતો નથી. તે સ્થળે અત્યંત અંધકાર છે. વળી તેણે લોઢાના નળ ઉપર ચડીને ગવાક્ષની બારીમાં થઈને તે ગૃહની અંદર પ્રવેશ કર્યો. બત્તીનું ઢાંકણ ઉંચું કરીને તેણે જોયું કે પરિમલ ઘોર નિદ્રામાં સૂતી છે. તેના સહેજ ઉન્નત વક્ષ ઉતાવળા શ્વાસને લીધે ઉંચા નીચા થાય છે. તેણે પરિધાન કરેલાં વસ્ત્રો મુઠીમાં દબાવીને જોયું કે તે ભીંજાયાં નથી; પ્રસ્વેદથી સાધારણ એક બે સ્થળે માત્ર ભીનાં હતાં. બત્તીના પ્રકાશમાં તેના પગનાં તળીઆં તપાસી જોયાં, તો તે પણ સૂકાં અને ચોકખાં હતાં. તે વિચાર કરવા લાગ્યો: "ત્યારે તે બાલિકા કોણ હશે ? પરિમલ કદિ પણ હોય નહિ; રહસ્ય ધીમે ધીમે ગંભીર થતું જાય છે ! "

# પ્રકરણ ૧૪ મું.

---

## આ બાલિકામાં જ રહસ્ય ભર્યું છે!

પરિમલદેવીના શયનભુવનમાંથી બહાર નીકળીને સંજીવચંદ્રે પુનઃ બગીચામાં પ્રવેશ કર્યો. જે સ્થળે તેણે હેવીદાસના કાકાને બાંધી મૂક્યો હતો, તે સ્થળે આવીને તેણે જોયું કે કેદી ન્હાસી ગયો છે, દુપટ્ટાને ફાડીને તેના સેંકડો કકડા આમતેમ ફેંકી દીધેલા છે. તે કિંમૂઢ બની જઇને તે સ્થળે ઉભો રહ્યો. એવા સમયમાં દૂરથી સિસોટીનો એક અવાજ તેના સાંભળવામાં આવ્યો. કાન સ્થિર કરીને સાંભળતાં જણાયું કે જે ઘરમાં ખૂન થયું હતું, તે જ ઘરમાંથી તે અવાજ આવે છે. ઉલ્લાસમાં આવીને તે ચાલવા લાગ્યો. નજીક આવીને તેણે જે જોયું, તેથી તે તદ્દન સ્તંભિત જ બની ગયો. નજીકના એક ઝાડ નીચે તે ચુપચુપ ઉભો રહ્યો.

જે ઘરમાં વિમળાની હત્યા અથવા હરણ થયું હતું, તે ઘરની પશ્ચિમ તરફની બારી, કે જે બારીમાં આંબાના વૃક્ષની ડાળીઓ પ્રવેશ કરી ચૂકી છે અને તે આંબાના વૃક્ષ ઉપર થઇને બારીમાં થઇને ગૃહની અંદર પ્રવેશ કરી શકાય છે, તે બારી ખુલ્લી છે. તે ગવાક્ષના દ્વારમાં બળતો દીવો હાથમાં લઇને એક બાલિકા ઉભી છે. તેના બીજા હાથમાં પિત્તળની એક નાની ચાવી છે, અને મ્હોંપર અર્ધો ઘુમટો તાણેલો હોવાથી તેનું અરધું મુખ ઢંકાએલું છે. દાઢીથી તે ઓષ્ટ અને નાસિકાના અગ્ર ભાગસુધી તેનું મ્હોં સ્પષ્ટ રીતે નજરે પડે છે; એટલો ભાગ પણ તેના અતુલ સૌન્દર્યનો અને અસાધારણ રૂપનો પરિચય કરાવે છે. તેના કાળા ભ્રમર જેવા

સુંદર કેશ બંને બાજુએ ખભાપર વિખરાઈ રહેલા છે, તે એવા શોભી રહ્યા છે કે જાણે કાળાં વાદળાંઓએ પૂર્ણીમાના ચંદ્રને ચારે તરફથી ઘેરી લીધો હોયની! મોઢાનો આકાર અને શરીરની રચના બરાબર પરિમલદેવીના જેવી જ છે. તેણે પહેરેલાં વસ્ત્રો દૂધના જેવાં સફેદ છે અને તે એવી છટાથી પહેરેલાં છે કે જાણે તે નિદ્રામાંથી હમણાં એકાએક જાગી જઈને બિછાનામાંથી ઉઠીને જ આવતી હોયની!

કેટલીક ક્ષણ પછી તે બાલિકાએ તેના હાથમાંની પિત્તળની ચાવી ઓષ્ટ સાથે અડકાડીને પુનઃ સિસોટી વગાડી. સંજીવચંદ્ર હવે સમજી ગયો કે જે અવાજ તેણે પ્રથમ સાંભળ્યો હતો, તે જ આ સંકેતધ્વનિ છે. તેણે વિચાર્યું કે **આ બાલિકામાં જ રહસ્ય ભર્યું છે!**

તે સંકેતધ્વનિ સાંભળીને એક પુરૂષ પાસેના એક ઝાડના ઘોર અંધકારમાંથી બહાર નીકળીને તે આંબાના ઝાડ ઉપર થઇને તે બાલિકા પાસે ગયો. પછી એકાએક ત્યાંથી અદશ્ય થઈ ગયો.

બાલિકાએ વળી ફરીથી સંકેતધ્વનિ કર્યો. તે સાંભળીને ઉપર જણાવેલા ઝાડના ઘોર અંધકારમાંથી એક બીજો પુરૂષ બહાર નીકળીને તેવી જ રીતે ઉપરના ગૃહમાં દાખલ થઈ ગયો. એ પ્રમાણે દૈત્ય જેવા મોટા કદાવર ચાર-પાંચ પુરૂષો બાલિકાના સંકેતધ્વનિથી ગવાક્ષમાં થઈને ઉપર ચડીને અદશ્ય થઈ ગયા.

દીપક બુઝાઈ ગયો—બાલિકા અદશ્ય થઈ ગઈ. ચારે દિશામાં અંધકાર અને નિસ્તબ્ધતા છવાઈ ગઈ!!!



# પ્રકરણ ૧૫ મું.

## એક નવી ચતુરાઇ.

સંજીવચંદ્રે જોયું કે બારી પૂર્વની માફક હજી ખુલ્લી જ છે. આંબાના ઝાડ ઉપર ચડીને તેણે પણ તેની વચ્ચે થઇને ઉપરના ભાગમાં તે અંધકારવાળા ગૃહની અંદર પ્રવેશ કર્યો. ત્યાં કોઈ પણ તેના જોવામાં આવ્યું નહિ. પ્રથમ જે પુરૂષોએ પ્રવેશ કર્યો હતો, તેના પગલાંનો અવાજ માત્ર સંભળાય છે. તે અવાજથી એમ જાણવામાં આવ્યું કે જાણે તેઓ કોઇ નજીકના જીનાપર થઈને ત્રીજે માળે ચડે છે. પછી સંજીવચંદ્ર ત્યાંથી બહાર નીકળીને આંગણાના છજાપર આવ્યો; ત્યાં કેટલેક દૂર આગળ ગયા પછી ત્રીજા માળપર ચડવાનો એક જીનો પણ તેના જોવામાં આવ્યો.

સંજીવચંદ્રે તે જીનાની પાસે ઉભા રહીને જોયું કે જીનાપર તે પરિમલના જેવી કોઈ બીજી બાળા હાથમાં બળતો દીપક લઇને ઉભી છે અને ચાર–પાંચ મ્હોટા કદાવર પુરૂષો હાથમાં તીક્ષ્ણ છરા લઇને તે જીનાપર ચડે છે. પછી તે બાળા ત્યાંથી એકાએક અદૃશ્ય થઈ ગઈ. એકાએક ચારે દિશામાંથી અંધકારે આવીને તે રહસ્યથી ભરેલા ભયંકર દેખાવ ઉપર એક કાળો પડદો નાંખી દીધો ! સંજીવચંદ્રને તે રહસ્યમયી બાલિકાને સારી રીતે જોવાનો એક ક્ષણ અવસર પણ મળી શક્યો નહિ. તે તેઓની પાછળ પાછળ જવા લાગ્યો. બારવટીઆઓ જીનાપર થઇને એક પછી એક છત ઉપર ચડવા લાગ્યા. એક ચડ્યો—બે ચડ્યા—અને ત્રણ ચડ્યા; ચોથો માણસ જે સર્વની પાછળ હતો; તે જેવો ઉપર ચડવા જાય છે કે તુરત જ સંજીવચંદ્રે છલંગ

મારીને તેનું ગળું એવા જોરથી પકડયું કે તે એક શબ્દ પણ બોલી શક્યો નહિ. આગળ ગએલા બારવટીઆઓ આ વિષે કાંઈ પણ જાણી નહિ શકવાથી રામકુમાર બાબુના સૂવાના ઓરડા તરફ ચાલ્યા ગયા.

જાણે કોઇ આકસ્મિક વિપત્તિનો બનાવ બનવા ન પામે એવા હેતુથી સંજીવચંદ્ર સઘળે સમયે સઘળી વિપત્તિ દૂર કરવાને તૈયાર રહેતો. તેના ચાર શત્રુઓમાંથી એક ઓછો થયો—બાકી ત્રણ જણ રહ્યા.

સંજીવચંદ્રે એવા જોરથી તેનું ગળું પકડયું કે તે માણસ જલ્દી ચૈતન્યરહિત બની ગયો. તેની બંને આંખોના ડોળા ઉપર ચડી ગયા. સંજીવચંદ્રે જોયું કે હવે જો વધારે વખતસુધી આ પ્રમાણે તેનું ગળું દાબી રાખવામાં આવશે, તો તુરત જ તે મરણને શરણ થશે—તેથી તેણે તેને છોડી દીધો. તે દુર્ભાગી ત્યાં જ સૂઈ પડયો. કપડાં સુકવવાને માટે અગાશીમાં એક ખીલીથી બીજી ખીલીસુધી એક દોરી બાંધી હતી, તે દોરી છોડી લાવીને સંજીવચંદ્રે તેના હાથ પગ મજબૂત રીતે બાંધ્યા. છેવટે તે માણસ કાંઈ પણ બોલી ન શકે, તેટલા માટે લુગડાનો એક ડુચો તેના મ્હોંમાં ઘોંચી દીધો.

સંજીવચંદ્રનું કાર્ય પુરૂં થયું—ન થયું એટલામાં તો રામકુમાર બાબુના શયનભુવનમાંથી સકાતર ચિત્કારનો ધ્વનિ સંભળાવા લાગ્યોઃ "અરે કોઇ બચાવો-કોઈ મારી રક્ષા કરો!"

વિજળીને વેગે તે ત્યાંથી એકદમ દોડયો—અરે સત્યાનાશ કહાડયું!

રામકુમાર બાબુના સુવાના ઓરડામાં તેં ત્રણે બારવટીઆઓએ હાથમાં ઉઘાડા છરા સહિત પ્રવેશ કર્યો. ઘરમાં એટલો બધો અંધકાર હતો કે કશું પણ જોઈ શકાતું નહિ—કેવળ ગુપચુપ વાત, શ્વાસ-પ્રશ્વાસ અને હાથ પગ સંચારનો અવાજ માત્ર સાંભળી શકાતો હતો. રામકુમાર બાબુનો એક શબ્દ પણ તે વખતે સાંભળવામાં આવતો નહિ.

સંજીવચંદ્રને એ સમયે હવે શું કરવું, તે કાંઇ પણ સૂઝ્યું નહિ. અકળાઈ જવાથી તે કશું કરી શકયો નહિ. વળી જલ્દી કાંઇ પણ ઉપાય ન કરવામાં આવે તો રામકુમાર બાબુનો પ્રાણ જાય તેમ હતું. તેણે મનમાં વિચાર કર્યો કે ઘરની અંદર પ્રવેશ કરીને બારવટીઆઓને છરીવડે જખમી કરીને રામકુમાર બાબુના પ્રાણની રક્ષા કરૂં; કિન્તુ એ ઘોરતમ અંધકારની અંદર કોણ રામકુમાર અને કોણ બારવટીઆ; તે શી રીતે ઓળખાય ? સંજીવચંદ્રની બુદ્ધિ એવી ચપળ હતી કે વિપત્તિને વખતે તેને તુરત ઉપાય સૂઝી આવતો. બારવટીઆઓ જે ઘરની અંદર પોતાનું કાર્ય સાધવાનો પ્રયાસ કરતા હતા; તે ઘરની અંદર તેણે પ્રવેશ કરીને કોઇ જુદા જ સ્વરથી બારવટીઆઓને તેણે કહ્યું: "સત્યાનાશ કહાડયું–હવે બચી શકીશું નહિ."

બારવટીઆમાંનો એક જણ ગુપચુપ બોલ્યો: "કોણ, એ હીરૂ છે કે ? અત્યારસુધી તું કયાં હતો ?"

"હાંરે હા–જલ્દી ભાગો, નહિ તો હમણાં બધા પકડાઇ જઇશું." એમ ગુપચુપ સંજીવચંદ્ર બોલ્યો.

એ વાત સઘળાએ સાંભળી અને શ્વાસભેર જ્યાં લાગ ફાવ્યો, ત્યાંથી સઘળા પલાયન કરી ગયા. સંજીવચંદ્ર પણ ન્હાસી જવાનો દેખાવ કરીને તેઓની સાથે સાથે ઓરડાની બહાર નીકળ્યો. બારવટીઆ ચાલ્યા ગયા. સંજીવચંદ્રના જાણવામાં આવ્યું કે બીજે માળે પરિમલના શયનભુવનમાંથી કોઈના પગલાંનો અવાજ સંભળાય છે. છજામાં આવીને ઘુંટણીએ બેસીને તેણે જોયું કે પરિમલદેવીના ઓરડામાં દીવો બળે છે. પરિમલ બારણામાં ઉભી રહીને ત્રીજા માળની છત તરફ જોઈ રહી છે. પરિમલદેવીએ જે વસ્ત્રો પહેર્યા હતાં તેની સાથે ઘુમટો તાણેલી જે સ્ત્રી ગવાક્ષમાં ઉભી રહીને બારવટીઆઓને સંકેત કરતી

હતી, તેનાં વસ્ત્રો બરાબર મળતાં આવતાં હતાં. તેના જેવાં જ સફેદ અને ચોકખાં હતાં–બિલકુલ તફાવત માલમ પડતો નહોતો.

સંજીવચંદ્રે નક્કી ધાર્યું કે આ પરિમલ જ સઘળા અનર્થનું મૂળ છે. તે ઘણો વિસ્મય પામ્યો, કે આ સાધારણ બાલિકાનું આવું ષડ્યંત્ર! વળી વિચાર કરવા લાગ્યોઃ "આ બાલિકાએ બબ્બે વખત મને છેતર્યો છે–એવો છેતર્યો છે કે મને એક તલમાત્ર પણ તેના પર સંદેહ આવ્યો નહિ. વારૂ જોઉં છું."

હાથમાં દીપક લઇને તુરત જ પરિમલદેવી તે સ્થળેથી ચાલી ગઈ અને કેટલીક ક્ષણ પછી બે ચાકરોને સાથે લઈને ત્રીજે માળે જઇ પહોંચી. તેના હાથમાં એક દીપક બળતો હતો. વ્યાકુળતાપૂર્વક તે સંજીવચંદ્ર પ્રત્યે બોલીઃ "શું થયું છે? શો બનાવ બન્યો છે?"

સંજીવચંદ્રે કહ્યું: "દીવો લઇને તે ઓરડામાં જઈને તપાસ કર; શું થયું છે, તે શું તું જાણતી નથી?"

વાત પૂરી થઇ–ન થઈ એટલામાં તો પરિમલદેવીએ તે ઓરડાની અંદર પ્રવેશ કર્યો. ત્યાં તેણે જોયું કે લોહીલોહાણ થએલો મામો ભોંયે પડ્યો છે. પરિમલ ધ્રૂજતી ધ્રૂજતી નીચે બેસી ગઈ. હાથમાંનો દીપક પણ તેની સાથે ધ્રુજી ઉઠયો. કાતર કંઠે પરિમલદેવી ચીત્કાર કરીને રડવા લાગીઃ "હાયરે! આ મામાને શું થયું? અરેરે! મામાનું કોઈ ખૂન કરી ગયું—"

સંજીવચંદ્ર બોલ્યોઃ "હું ધારૂં છું કે જેઓને તેં હમણાં આ ઘરમાં પ્રવેશ કરવા દીધા હતા, તેઓનું એ કાર્ય છે."

"અરેરે! મામા તો ચાલ્યા ગયા–હવે મારૂં શું થશે?" સંજીવચંદ્રનું બોલવું કાને નહિ ધરતાં પરિમલ અત્યંત રડવા લાગી.

સંજીવચંદ્રે કહ્યું: "પરિમલ, તારી ચતુરાઈ પૂર્ણ થઇ છે, તે

હવે થોડી વાર પછી જણાશે–આમ એકાએક રડી પડવાને બ્હાને આવીને જોઈ જવાનું કારણ શું ?"

પરિમલદેવી તેનાં તેજસ્વી નેત્રો સંજીવચંદ્રની તીક્ષ્ણ આંખો-પર ફેંકીને બોલી: "આપ શું બોલો છો? આપની વાત હું બિલકુલ સમજી શકતી નથી."

સંજીવચંદ્રે કહ્યું: "હું શું બોલું છું, તે પાછળથી તારા જાણવામાં આવશે."

પરિમલદેવી સજળ નેત્રે બોલી: "સાહેબ, મારા મામાને પ્રથમ બચાવો, ત્યારપછી અન્ય સમયે આપની એ સઘળી વાત હું સાંભળીશ."

બાલિકાને રડતી–કુટતી અને વિલાપ કરતી જોઈને સંજીવચંદ્રે વિચાર્યું કે આ બાલિકા કાંઇ જેવી તેવી નથી; કિન્તુ જ્યારે પાછું તેના નિર્મળ મુખ સામે જોયું, ત્યારે તેનો સઘળો સંદેહ અને અવિશ્વાસ એકાએક નાશ પામ્યાં. કલંકની એક પણ રેષા–પાપની એક પણ રેષા તેના મુખપર જોવામાં આવી નહિ. તેને બદલે તે વદનમંડલમાં પવિત્રતા છવાઇ રહેલી નજરે પડી. સંજીવચંદ્રમાં એવો ગુણ હતો કે જેને તે એક વાર જુએ, તેના હૃદયનો સઘળો ભાવ તેના જાણવામાં આવી જતો; કિન્તુ તેની એ ચતુરાઈ આજે આ સામાન્ય બાલિકાના સુંદર મુખની પાસે પરાજય પામી હતી.

સંજીવચંદ્રે જોયું કે રામકુમાર બાબુ ચૈતન્યરહિત બની ગયો છે. તેની છાતીમાં તથા હાથમાં છરાના જખમ વાગ્યા છે. છાતીમાં સાધારણ ઘા વાગ્યા છે; કિન્તુ હાથમાં ભયંકર જખમ થયા છે! તપાસ કરતાં જણાયું કે બારવટીયાઓએ છાતી લક્ષમાં રાખીને જ છરાના ઘા કર્યા હતા; કિન્તુ રામકુમારના બંને હાથ છાતીપર પડેલા હોવાથી છરાના ઘા હૃદયમાં ઉંડા નહિ પેસતાં બંને હાથમાં

આરપાર ઉતરી ગયા હતા. હૃદયમાં તો માત્ર તેનો સ્પર્શ જ થવા પામ્યો હતો. જખમ મરણુ નીપજાવે તેવા નહોતા.

સંજીવચંદ્રે કહ્યું: "ભય પામીશ નહિ પરિમલ, તારા મામાને મોત નીપજાવે તેવા ભયંકર જખમ થયા નથી."

પરિમલે એક ચાકરને દાકતરને બોલાવી લાવવા મોકલ્યો અને બીજાને ભવાનીપુરથી દેવીદાસને બોલાવી લાવવાની આજ્ઞા કરી.

સંજીવચંદ્ર બોલ્યો: "દાકતરને બોલાવી મંગાવ, કિન્તુ દેવીદાસની કશી જરૂર નથી."

પરિમલ બેઠી હતી, તે એ વાત સાંભળીને એકદમ ઉભી થઇ ગઈ અને ક્રોધથી કંપવા લાગી. રોષે ભરાએલી પરિમલદેવી તેના બંને મોટી આંખો વિકસાવીને બોલી: "કોણ છો તમે? તમારી કાંઇ વાત સાંભળવા હું ઇચ્છતી નથી. તમને વાત કરવાનો બિલકુલ અધિકાર પણ નથી. જાસુસ છો, તે જાસૂસજ રહો-વધારે પગલું ભરો નહિ."

દેવીદાસને સાથે લઈ આવવાનું જે ચાકરને કહ્યું હતું, તે બોલ્યો: "ત્યારે શું હું દેવીદાસને બોલાવી લાવું?"

સંજીવચંદ્ર તેનો હાથ પકડીને પોતાના પિસ્તોલ તેના મુખ પાસે લઇ જઈને બોલ્યો: "જો બોલાવી લાવીશ, તો તને મારી નાંખીશ."

સંજીવચંદ્રની તીવ્ર દૃષ્ટિ અને પિસ્તોલ જોઈને બિચારો ચાકર તુરત જ વશ થઈ ગયો.

# પ્રકરણ ૧૬ મું.

## શુદ્ધિમાં આવ્યો.

દાક્તર સાહેબ અરધી કલાકમાં આવી પહોંચ્યા ત્યાંસુધી રામકુમાર બાબુના દેહમાં ચૈતન્ય આવ્યું નહિ. દાક્તર સાહેબે અત્યંત બારીકાઇથી દર્દીની તપાસ કરી અને હાથના જે ભાગ કપાઈ ગયા હતા, તે ભાગો ભીના કપડાના કકડાથી બાંધીને કહ્યું: "જખમ બહુ ભયંકર નથી. ભય રાખવાનું કશું કારણ નથી. મ્હોંપર પાણી છાંટયા કરો એટલે થોડી વારમાં તેમને શુદ્ધિ આવશે."

એમ કહીને દાક્તર સાહેબ ચાલ્યા ગયા. સંજીવચંદ્ર પરિમલ પ્રત્યે બોલ્યો. "જ્યાંસુધી ચૈતન્ય આવે નહિ, ત્યાંસુધી મ્હોંપર પાણી છાંટયા કર."

પરિમલ બોલી: "આપ ક્યાં જાઓ છો?"

"હું હમણાં આવું છું. જોજે, સાવધાન રહેજે—તારા પર તારા મામાના જીવનનો ભાર રહેલો છે." એમ કહીને સંજીવચંદ્ર ત્યાંથી ચાલ્યો ગયો.

સંજીવચંદ્ર ત્રીજે માળેથી બીજે માળે ઉતરવા માટે જીના પાસે આવી પહોંચ્યો. ત્યાં આવીને તેણે જોયું કે જે બારવટીઆને (હીરાલાલ કે જેના નામથી સંજીવચંદ્ર તેની ટોળીમાં ઘુસી ગયો હતો) બાંધી મૂકીને પોતે ગયો હતો, તે ત્યાં નથી. તે સમજી ગયો કે તેના સાથીઓ પલાયન કરી જતી વખતે તેને પણ લઈ ગયા છે.

* * * *

પછી બગીચામાં આવીને સંજીવચંદ્રે એકેએક સ્થળે તપાસી

જોયું, કિન્તુ ત્યાં પણ કોઈ જોવામાં આવ્યું નહિ. છેવટે જે ઓરડામાં ચૈતન્યહીન રામકુમાર અને પરિમલ હતાં, તે ઓરડામાં પુનઃ તે આવી પહોંચ્યો. બહારથી તેણે સાંભળ્યું કે રામકુમાર બાબુ પરિમલદેવીની સાથે ધીમે ધીમે વાતચીત કરે છે અને પરિમલ સઘળી વાતના ઉત્તર આપે છે.

રામકુમારે પૂછ્યું: "પરિમલ, આ હકીકત વિષે શું તું કાંઈ પણ જાણે છે ?"

પરિમલે ઉત્તર આપ્યો: "ના મામા, હું કાંઈ પણ જાણતી નથી. આ બધી ગડબડ સાંભળીને હું ઉંઘમાંથી જાગી ઉઠી અને હાથમાં બળતો દીવો લઈને ઉપર આવીને જોઉં છું, તો ઓરડાના બારણા સામે હાથમાં પિસ્તોલ લઇને આપના જાસૂસ સંજીવચંદ્ર ઉભા છે."

"તને જોઇને તેણે કાંઇ પ્રશ્ન કર્યો ?"

"તે જે બોલ્યા, તે સાંભળીને તો હું બહુ જ આશ્ચર્ય પામી ગઇ."

"એવું તે શું બોલ્યા ?"

"હું તેમના બોલવાનો ભાવાર્થ બરાબર સમજી શકી નહિ, તોપણ તેમણે મને જે કાંઇ કહ્યું, તે ઉપરથી હું એટલું તો સમજી શકી, કે તેમણે મને દૂષિત ઠરાવીને મારો ઉપહાસ કર્યો—મારા પર સંદેહ આણ્યો."

"જા, અત્યારે તું તારા ઓરડાની અંદર જા, કાલે એ વિષે તપાસ કરીશું."



# પ્રકરણ ૧૭ મું.

## બગીચામાં.

*Pal.* You love her, then?
*Arc.* Who would not?
*Pal.* And desire her?
*Arc.* Before my liberty."

*Shakespeare—"The two noble kinsmen."*

બીજે દિવસે સંધ્યાસમયે બગીચામાં કામિનીના ઝાડ પાસે સંગેમરમરની બેઠકપર બેસીને પરિમલદેવી અસ્ફુટ સ્વરે ગાયન ગાતી હતીઃ—

લાવણી.

કળિ કુસુમ તણી રસભરી રૂચિર ખિલિ રૂહે છે,
કંઈ શીતલ મંદ સમીર થકી લહરે છે.
આ શોભા નિરખો નભે શશી-તારકની,
જ્યમ વરસી રહેતી હોય હેલિ અમૃતની.
સંરભ ફેલાઈ રહે દશે દિશ માંહે,
મધુકરો પુષ્પનો પરાગ હરવા ચાહે !
ઋતુરાજ તણાં ગુણગાન કરી તું સખીરી,
શિદને બનાવ અલિ મને વિશેષ અધીરી.

ગાયન બંધ થયું. પરિમલદેવી કાંઇક નારાજ પણ થઈ.

સંજીવચંદ્ર બોલ્યોઃ "પરિમલ, તને બહુ સારૂં ગાતાં આવડે છે ને શું?"

પરિમલદેવી શરમને લીધે સંકોચ પામતી બોલીઃ "ના, મને કશું આવડતું નથી."

"કેમ નહિ ? 'કળિ કુસુમ તણી રસભરી રૂચિર ખિલિ રૂહે છે' ઇત્યાદિ ઇત્યાદિ ગાતી નહોતી ?"

"તમે અહીં કેમ આવ્યા ?"

"હું મારી ઇચ્છાપૂર્વક અહીં આવ્યો નથી. તારા 'કળિ કુસુમ-તણી રસભરી રૂચિર ખિલિ રૂહે છે' એ વાક્યે મને ઘણે દૂરથી બોલાવી મંગાવ્યો છે."

"તમે અહીં આવ્યા, એ આપે સારૂં કર્યું નહિ."

"સારૂં કર્યું નથી, તેમ ખરાબ પણ કર્યું નથી ના ?"

"તમે તો બોલવામાં કોઇને પહોંચવા જ દેતા નથી !"

"બોલવામાં તો પહોંચવા દેતો નથી, કિન્તુ કાર્યમાં તો પહોંચવા દઉં છું ના ?"

"કયા કાર્યમાં હું તમને પહોંચી ગઈ છું ?"

"તે વાત હું અત્યારે કહેવાને ઇચ્છતો નથી—સઘળે સ્થળે સુંદર મુખનો જય થાય."

"તમે વારંવાર મારા પર અણુવિશ્વાસ કેમ લાવો છો ?"

"જો કદિ તારો અણુવિશ્વાસ ન કરૂં, તો મારી પોતાની બંને આંખોનો મારે અણુવિશ્વાસ કરવો પડે."

જોકે સંજીવચંદ્ર વાતવાતમાં તેના પર અણુવિશ્વાસ હોવાનું જણાવતો હતો, કિન્તુ મનમાં સમજતો હતો કે તે સંપૂર્ણ નિર્દોષ છે. તેના મુખમાં નિર્મળતા—પવિત્રતા—સરળતા—નિર્દોષતા—નિષ્કપટતા વગેરે ગુણો દશ્યમાન થતા હતા.

તેનું મુખ જોતાં જ એમ જણાતું હતું કે તેનામાં હૃદય આકર્ષણની જાણે કોઈ અદ્દભુત મોહિનીશક્તિ વ્યાપ્ત થઈ રહી હોયની ! સંજીવચંદ્ર એકીદષ્ટે કેટલીક વારસુધી તેની સામે જોઈ રહ્યો.

" તમે ક્યારના મારી સામે તાકીને શું જોઈ રહ્યા છો ? કહોને !" પરિમલદેવી બોલી.

" હું જે જોઈ રહ્યો છું, તે તને કહેવાને ઇચ્છતો નથી–કિન્તુ દેખાડવાને ઇચ્છું છું. "

" સારૂં ત્યારે, દેખાડો ! "

" અત્યારે નહિ, યોગ્ય સમય આવ્યે બતાવીશ. "

પરિમલદેવી મંદ હાસ્ય કરીને બોલીઃ " આપ જો વિમળાને જીવતી જાગતી લાવી આપશો, તો આપની અસાધારણ બુદ્ધિનો પરિચય સહજમાં થઈ શકશે "

' મારી બુદ્ધિને ત્રણ વાર તો તેં ચાલાકી કરી હાર ખવરાવી છે, હજી પણ સમય છે; કિન્તુ પરિમલ ! નક્કી જાણજે કે હું સહજમાં તને છોડી દઈશ નહિ. તારૂં નામ લખેલો તારો શું એકે રૂમાલ ખોવાયો છે ? તપાસ કર જોઉં. "

" વાહ ! કઈ વાતમાંથી કઇ વાતપર તમે આવતા રહ્યા ? મારા પર જુઠો સંદેહ લાવીને તમે તમારા પોતાના જ કાર્યમાં ખલેલ પહોંચાડો છો. "

" ખલેલ, વિઘ્ન, વ્યાઘાત એ સઘળાંનો એક દિવસ નહિ ને એક દિવસ તો હું જરૂર નાશ કરી નાંખીશ. "

જે વખતે પરિમલદેવીની સાથે સંજીવચંદ્ર ઉપરની વાતચીત કરતો હતો, ત્યારે આકાશમાં તારાઓ ઉગી નીકળ્યા હતા. તેના ઝાંખા અજવાળામાં નભપટની શોભા ઘણી રમણીય લાગતી હતી; કિન્તુ બગીચામાં મોટાં મોટાં ઝાડો છવાઇ રહેલાં હોવાથી, તે સ્થળે અંધકાર હતો. જાતજાતનાં સુંદર રંગબેરંગી પુષ્પો ખીલી રહ્યાં હતાં. તેની મધુર સુગંધથી આખો બાગ બહેકી રહ્યા હતો. શીતળ પવ-

નની લહરીઓ મંદમંદ લહેકી રહી હતી. આવા મનોહર બગીચામાં બેઠેલી પરિમલદેવી એવી શોભતી હતી કે જાણે આકાશમાંથી ચંદ્ર મૃત્યુલોકપર ક્રીડા કરવાને ઉતરી આવ્યો હોયની !

"ખલેલ, વિઘ્ન, વ્યાઘાત એ સઘળાંનો એક દિવસ નહિ ને એક દિવસ તો હું જરૂર નાશ કરીશ." એ વાકય સાંભળીને પરિમલે વિચાર્યું કે સંજીવચંદ્રે એ વાકય ગુસ્સામાંથી ઉચ્ચાર્યું છે, કિન્તુ તેના મુખ સામે જોતાં એ ક્ષુદ્ર સંદેહ તુરત જ નાશ પામ્યો. તેનું મુખ પ્રથમના જેવું જ હાસ્યયુક્ત–પ્રફુલ્લ–સુંદર જણાતું હતું. સંજીવચંદ્રે પરિમલના મુખ સામે જ્યાં જોયું એટલામાં ચારે આંખો એકત્ર થઇ ગઇ–તુરત જ પરિમલ નીચું જોઈ ગઈ. તે બોલીઃ "આજ તમે મારા મામાને બિલકુલ જોવા કેમ આવ્યા નહિ ?"

સંજીવચંદ્રે કહ્યુંઃ "તેમને હવે કેમ છે–તાવ તો આવ્યો નથી કે ?"

પરિમલ—ના, હવે સારૂં છે.

સંજીવચંદ્ર—આજ મારે એક કામ હતું.

પરિમલ—શું કામ હતું ?

સંજીવચંદ્ર—તે વાત તને નહિ કહું, તારા મામાએ મારે વિષે તને કાંઇ પૂછ્યું હતું ?

પરિમલ—ના, કશું પૂછ્યું તો નહોતું, કિન્તુ તેમના ચહેરાપરથી મને એમ જણાયું કે આપ આખો દિવસ તેમને મળવા આવ્યા નહિ, તેથી કાંઇક ગુસ્સો ચઢ્યો છે.

સંજીવચંદ્ર—આજ રાત્રે પણ મારાથી તેમને મળી શકાશે નહિ. વારૂ, પરિમલ, તારા બેઠકખાનામાં વિમળાનું જે ઓઇલ પેઇન્ટીંગ ( તૈલ ચિત્ર ) છે, તે અત્યારે પણ વિમળાના ચહેરાને બરાબર મળતું આવે છે ?

પરિમલદેવી—કેમ મળતું આવે નહિ ? એ જ વિમળાનો ચહેરો.

સંજીવચંદ્ર—ના, હું એમ પૂછતો નથી; મારા પૂછવાનો ભાવાર્થ એવો છે કે તે ચિત્ર ત્રણ ચાર વરસ પહેલાં તૈયાર કરવામાં આવ્યું હશે અને વિમળા અત્યારે મોટી થઈ છે—મોટી ઉંમર થવાથી ચહેરામાં કાંઇક તફાવત પડી જાય છે—એટલે હું પૂછું છું કે તે ચિત્ર જોવાથી વિમળાનો ચહેરો ઓળખી શકાય ખરો કે ?

પરિમલ—હા.

## પ્રકરણ ૧૮ મું.

### વનમાં.

અત્યારે રાત્રિના નવ વાગ્યા છે. ચારે દિશામાં અનન્ત આકાશ વાદળાંથી છવાઈ રહ્યું છે. વિજળીના ચમકારા વારંવાર થાય છે, તે જોતાં એમ જણાય છે કે હમણાં જ મુશળધાર વરસાદ તૂટી પડશે. પવન બંધ થઇ ગયો છે. વૃક્ષો પણ નિસ્તબ્ધ–સ્થિર થઇ ગયાં છે—એક પાંદડું પણ હાલતું નથી.

એવા સમયમાં ઘોર વનની અંદર થઇને એકલો સંજીવચંદ્ર પશ્ચિમ બાજુના વનની અંદર પ્રવેશ કરીને ધીમે ધીમે પશ્ચિમ દિશા તરફ ચાલ્યો જાય છે. બેહાલાના ઉત્તર ભાગમાં ચંડીતલા આવેલું છે, તેની અંદર થઈને બેહાલા જવાનો એક રસ્તો નીકળેલો છે. તે રસ્તાની પૂર્વ તથા પશ્ચિમ બાજુ તરફ ઘાડું વન આવી રહેલું છે.

હાલના સમયમાં તો વનનો કેટલોક ભાગ ચોકખો કરી નાંખ્યો છે. વચ્ચે ધનવાન લોકોના ફળ ફૂલથી પરિપૂર્ણ કેટલાક બગીચાઓ

આવી રહેલા છે. કેટલાક ગરીબ લોકો ઝુંપડીઓ બાંધીને ત્યાં કુટુંબ સહિત રહે છે. આપણે જે સમયની વાત કરીએ છીએ, તે સમયે એ સ્થળે એવું ભયંકર અરણ્ય હતું કે ત્યાં દિવસે પણ કેટલાંક ખૂન થતાં—કેટલાક અત્યાચાર થતા—તોપણ કોઇના જાણુવામાં આવતું નહિ. મહિને મહિને તે સ્થળેથી કેટલાકનાં મુડદાં હાથ લાગતાં, તેમાંનાં કેટલાંકની છાતી ચીરી નાંખેલી જોવામાં આવતી—કોઇનું માથું ભાંગી નાંખેલું જોવામાં આવતું—કોઇનું માથું કાપી નાંખેલું જોવામાં આવતું—કોઈને ઝાડના થડ સાથે લોઢાના સળીઆ ભરાવીને મારી નાંખવામાં આવતું—કોઇના ગળામાં ફાંસો ઘાલીને મારી નાંખવામાં આવતું અને કોઇને હાથ પગ બાંધીને નિર્દયપણે મારી નાંખવામાં આવતું. અત્યારે પણુ કોઈ તે રસ્તે સંધ્યાકાળ પછી પગ મૂકી શકતું નથી.

સંજીવચંદ્ર જાણતો હતો કે રાત્રે આ વનની અંદર મૂઠીમાં જીવ લઇને પ્રવેશ કરવાનું છે; કિન્તુ તે કોઈ પણ વિપત્તિથી ડરી જઈને પોતાના કાર્યનો કદિ ત્યાગ કરતો નહિ. તે જે દિવસે આ કાર્યમાં નિયુક્ત થયો છે, તે દિવસથી તેણે પોતાના જીવનને તદ્દન તુચ્છ માત્ર ગણીને અનેક વિપત્તિઓની સાથે તે યુદ્ધ કરતો આવ્યો છે.

કેટલેક દૂર આગળ જઈને સંજીવચંદ્ર એક ઘાટાં પાંદડાંવાળા ઝાડપર ચડ્યો. ઝાડ ડાળીઓ અને પાંદડાંથી એટલું બધું ઘટ્ટ થઇ રહ્યું હતું કે તેના પર બેઠેલું મનુષ્ય કોઇના જોવામાં આવી શકે નહિ. સંજીવચંદ્ર બપોરે એક વાર આ સ્થળે આવીને રસ્તો, ઠેકાણું વગેરે જોઈ ગયો હતો અને કપડાંની એક પોટલી આ ઝાડપર મૂકી ગયો હતો. તે પોટલી તેણે લીધી, તેમાં મારવાડીનો સુંદર પોષાક હતો તે તેણે બહાર કહાડ્યો. તે પહેરીને તે અસલ મારવાડી શેઠીયો બન્યો. માથાપર કેસરીયા રંગની સુંદર પાઘડી ઘાલી અને કંમરપર વિલાયતી

સોનાનો દોરો લટકાવી દીધો. તે પિત્તળનો હતો, પરંતુ તેનાપર ગિલ્ટ ચઢાવીને–ઢોળ ચઢાવીને એવો સુંદર બનાવવામાં આવ્યો હતો કે કોની તાકાત કે તેને ઓળખી શકે ? ગજવામાં એક બે ગિલ્ટ કરેલી ગીનીઓ પણ રાખી લીધી.

તેનાં પોતાનાં વસ્ત્ર બહુ સંભાળપૂર્વક પોટલીમાં બાંધીને તે પોટલી ઝાડની ડાળીમાં યોગ્ય સ્થળે મૂકીને તે ચાલવા લાગ્યો. સાથે ગુપ્ત રીતે એક છરો, એક પિસ્તોલ અને એક બત્તી એટલાં વાનાં લીધાં.

માથા ઉપરથી એક પક્ષી કર્કશ અવાજ કરીને ઉડી ગયું. સંજીવચંદ્રે તેપર લક્ષ આપ્યું નહિ. કેટલેક દૂર આગળ જતાં ભાંગી તૂટી અવસ્થા ભોગવતું એક વિશાળ મકાન તેના જોવામાં આવ્યું. તે મકાનના કોઈ કોઇ ભાગો પડી જઈને ધૂળના સાથે મળી ગયા હતા. મકાનની અંદરના માણસોની વાતચીત બહાર ઉભેલા માણસના સાંભળવામાં આવતી હતી, કિન્તુ બહુ અસ્પષ્ટ. મકાનની અંદર બળતા દીપકનું ઝાંખું અજવાળું બારીની ફાટમાં થઇને બહાર દેખાતું હતું.

તે બહારથી દ્વાર ઉપર આઘાત કરવા લાગ્યો. કેટલીક ક્ષણો વીતી ગઇ, તોપણ કશો ઉત્તર મળ્યો નહિ. દ્વારની ફાટમાંથી જોતાં જણાયું કે જે દીવો બળતો હતો, તે હવે કોઇ ઉઠાવી ગયું છે. વળી પુનઃ તે આઘાત કરવા લાગ્યો. તુર્ત જ કોઈનાં પગલાંનો અવાજ સંભળાયો અને દ્વાર પણ ઉઘડ્યું. હાથમાં બળતો દીવો લઇને એક વ્યક્તિએ આવીને દર્શન દીધાં. તે વ્યક્તિ વાચકનો પૂર્વપરિચિત હીરાલાલ હતો.

હીરાલાલે કર્કશસ્વરે પૂછ્યું: " કોણ છો તમે ? અહીં કેમ આવ્યા છો ? "

સંજીવચંદ્ર હિન્દીમાં બોલવા લાગ્યો: " હું રસ્તો ભૂલ્યો છું.

વળી આ અંધારી રાતે ક્યાં જઉં? આપના મકાનમાં અજવાળું જોઇને હું આ સ્થળે આવી પહોંચ્યો છું. આજની રાતની રાત મને આપના મકાનમાં પડી રહેવા દેશો?"

હીરાલાલે કહ્યું: "એક રાત્રિના ભાડાના બે રૂપિઆ પડશે, આપી શકશો?"

સંજીવચંદ્રે કહ્યું: "હા, આપી શકીશ."

હીરાલાલે મનમાં વિચાર્યું: "માણુસ પૈસાદાર લાગે છે, સાથે કાંઇક છે પણ ખરૂં; વળી વધારામાં તેની કંમરે સોનાનો એક મોટો છેડો લટકે છે. શિકાર એની મેળે શિકારીની પાસે આવી પહોંચ્યો છે." તે મનમાં બોલવા લાગ્યો: "આજે બહુ સારો લાગ ફાવ્યો છે. આવો લાગ ફરીથી કદિ પણ મળશે નહિ."

તે ખુલ્લી રીતે બોલ્યો: "આવોને સાહેબ, અંદર આવોને."

---

## પ્રકરણ ૧૯ મું.

---

### હજી એક બાજી.

હીરાલાલની સાથે સંજીવચંદ્ર આંગણામાં આવી પહોંચ્યો. આંગણું ઘણું ગંદું હતું; કોઇ સ્થળે ભાગી તૂટી બાટલીઓ, કોઈ સ્થળે રાંધવાનાં ફૂટી ગએલાં માટીનાં વાસણુ, કોઇ સ્થળે રાખનો ઢગલો, કોઇ સ્થળે માટીના ઢેકારવા, કોઇ સ્થળે વાંસના કકડા, કોઈ સ્થળે ફાટાં તૂટાં મેલાં લૂગડાના કકડા, કોઈ સ્થળે ઝાડનાં ડાળાં અને પાંદડાં વગેરે અસ્તવ્યસ્ત પડયાં હતાં. અજવાળા વિના તે સ્થળે રહેવું મનુષ્યને માટે બહુ દુઃખદાયક હતું.

આંગણાની સામે દુર્ગાદેવીની એક દહેરી હતી, તે પણ ભાંગી તૂટી અવસ્થા ભોગવતી હતી. તેમાં એક ગંદી અને ફાટી ગએલી શેતરંજી બિછાવેલી હતી. તેના પર એક બાજુએ અતિ મેલા અને અનેક છિદ્રોવાળા ત્રણ તકીયા પડેલા હતા. ભીંતો ઉપરનું લીંપણ ઉખડી ગએલું હતું; છતપર કાળાં કાળાં અનેક જાળાંઓ છવાઇ ગયાં હતાં. એક મોટી મશાલના જેવો દીવો બળતો હતો. અજવાળામાં ત્રણ પુરૂષો બેઠા હતા, પાસે મદિરાની બાટલીઓ અને પીવાના ગ્લાસ પડ્યા હતા. સામે એક જોડી ગંજીફાના પાનાની પણ પડી હતી.

ત્રણ પુરૂષોમાંનો એક જુવાન લાંબા મોઢાવાળો હતો, તે શરીરે ગોરો, વાંકડીયા વાળવાળો અને બળવાન હતો. બીજા પુરૂષનું વય સુડતાળીશ વર્ષનું થયું હતું; તે કદાવર અને બળવાન હતો; તેના મુખ ઉપર પાપીપણાની કાળી રેષાઓ દૃષ્ટિગોચર થતી હતી. એ માણસને સંજીવચંદ્રે રામકુમાર બાબુના બગીચામાં ઝાડની નીચે તે અપરિચિત નવીન રમણીના સાથે વાતચીત કરતાં જોયો હતો અને તેને જ બાંધીને બગીચામાં રાખ્યો હતો. ત્રીજો માણસ ભયંકર દેખાવનો અને મહા બળવાન હતો.

તેઓમાંના પહેલા જુવાને કહ્યું: " આ તેની સાથે કોણ છે ? મહેન્દ્ર, ગોવો સાળો તો નથી કે ?"

મહેન્દ્ર બોલ્યો: " ગોવો તો તારા મામાને ઘેર ગયો છે, તે શું આજે પાછો આવે ? મહીન્દ્રનાથ, એક પ્યાલો ભરી આપ બાપુ !"

જુવાનનું નામ મહીન્દ્રનાથ હતું. તે બોલ્યો: " ઉભા રહો મોટા ભાઈ, મને જરા જોવા દો કે કોણ સાહેબ આવ્યા છે. "

એટલામાં હીરાલાલની સાથે સંજીવચંદ્ર ત્યાં આવી પહોંચ્યો. તેને જોતાં જ મહેન્દ્રનું લલાટ વધારે સંકોચાઈ ગયું.

સંજીવચંદ્રે તેને જોઈને તુરત ઓળખી કહાડ્યો. તેણે વિચાર્યું કે તે યોગ્ય સ્થળે આવી પહોંચ્યો છે. તે મનમાં સહેજ હસ્યો.

મહેન્દ્રે પ્રશ્ન કર્યો: "આપ સાહેબનું નામ શું?"

સંજીવચંદ્રે ઉત્તર આપ્યો: "શિવપ્રસાદમલ્લ."

મહેન્દ્ર—આ સ્થળે આપનું આગમન થવાનું કારણ શું?

સંજીવચંદ્ર—એક ગ્રાહકને ઘેર જવાનું હતું, કિન્તુ આવા અંધારામાં આગળ જવાની હિંમત ચાલી નહિ; માટે આપને આશ્રયે આવ્યો છું.

મહેન્દ્ર—આપ શો ઉદ્યમ કરો છો?

સંજીવચંદ્ર—બડાબજારમાં અમારી સુતરની દુકાન ચાલે છે; વ્યાપારમાં સારી રીતે પૈસો પણ મેળવ્યો છે; કિન્તુ આ વખતે કાંઈક ગરબડ માલમ પડે છે; કારણકે વેપારીઓને ધીરેલા માલનાં નાણાં હજી મળ્યાં નથી અને ઓફીસમાં રૂપિઆ ભરી શકાયા નથી.

મહેન્દ્ર—આપ સાહેબને કંઈ વ્યસન-બ્યસન હોય તો કશો સંકોચ રાખશો નહિ, આ તો આપનું ઘર છે. લો આ દારૂ પીઓ.

સંજીવચંદ્ર—ના, માફ કરો.

મહેન્દ્ર—રમત-બમત કાંઈ આવડે છે?

સંજીવચંદ્ર—ના, મને કશું આવડતું નથી.

મહેન્દ્ર—શું બોલો છો? બડાબજારમાં રહો છો ને રમતાં આવડતું નથી? તમે શું જુઠું બોલો છો! બડાબજાર તો રમત-ગમતનું મુખ્ય સ્થાન છે. આપની એ વાત અમારા માનવામાં આવતી નથી. આપને અમારી સાથે રમવું પડશે.

સંજીવચંદ્ર—એ આપનું બોલવું અન્યાયભરેલું છે. મારી પાસે માત્ર બેએક ગીની સિવાય બીજું કશું નથી.

મહેન્દ્ર—વારુ, બે રમત તો રમો.

સંજીવચંદ્ર—હા, બે રમત રમું છું; કિન્તુ પછી મને આગ્રહ કરશો નહિ.

હીરાલાલ—પછી આપને અમે શી રીતે આગ્રહ કરીશું? આપની પાસે કાંઈ વિશેષ છે તો નહિ.

સંજીવચંદ્ર—સારૂં,-ત્યારે પ્રથમ એક ગીની મૂકું છું.

એક વાર–બે વાર–બેઉ વખતે બેઉ ગીની ગઈ. ત્રીજી વાર કંમરે પહેરેલો ગીનીગોલ્ડનો છેડો પણ ગુમાવ્યો!

પછી સંજીવચંદ્ર ઉઠીને ઉભો થયો.

મહેન્દ્ર—બેસોને, એમ ઉઠી જવાય નહિ—હજી એક વાર.

સંજીવચંદ્ર—મારી પાસે હવે કશું નથી.

મહેન્દ્ર—ન હોય તો કાગળમાં સહી કરી આપજો. હજી એક રમત રમો. જો કદિ જીતશો, તો તમારો છેડો અને ગીનીઓ પણ તમને પાછાં મળશે. હવે તમે ગીનીઓ અને છેડાની જે કિંમત થાય, તે કિંમત મૂકીને બાજી રમો. જો આવશે, તો સઘળું તમને પાછું મળશે અને નહિતો તમે કાગળમાં સહી કરી આપજો. યોગ્ય સમયે અમે તમારી પાસેથી તે વસુલ કરીશું.

તે રમતમાં પણ તેની હાર થઈ એટલે સંજીવચંદ્ર પુનઃ ઉભો થઈ ગયો.

મહેન્દ્ર—હજી એક બાજી.

સંજીવચંદ્ર—ના હવે નહિ. મેં તમને આગ્રહ કરવાની પ્રથમથી જ ના કહી હતી અને હવે કેમ આગ્રહ કરો છો?

મહેન્દ્ર—હવે ફક્ત એક જ બાજી.

વળી સંજીવચંદ્ર પુનઃ એક બાજી રમવા બેઠા, તેમાં પણ તે હાર્યો. એ પ્રમાણે કેટલીક બાજી રમ્યા પછી છેવટે સંજીવચંદ્રે છસો

રૂપિઆનું ખત એક કાગળપર હિન્દીમાં લખી આપીને તેમાં સહી કરી આપી.

સંજીવચંદ્ર—કેમ સાહેબ, હવે એક ઓરડીની જોગવાઈ કરી આપશો કે નહિ ?

હીરાલાલ હસતો હસતો બોલ્યો: "હા, મારી સાથે ચાલો."

*　　*　　*　　*

સંજીવચંદ્ર હીરાલાલની સાથે દુર્ગાદેવીના મંદિરમાં થઈને એક ભોંયરામાં ગયો. દુર્ગાદેવીના મંદિરની પાછળ એક સાંકડી અંધારી ઓરડી હતી, તે ઓરડીમાં હીરાલાલની સાથે તે ગયો.

હીરાલાલ બોલ્યો: "ત્યારે આપ આ ઓરડીમાં બેસો, અહીં કશો ભય રાખવાનું કારણ નથી. અમે બધા તમારી પાસે જ છીએ. અમે આખી રાત દુર્ગાદેવીના મંદિરમાં જ હઇશું."

સંજીવચંદ્ર બોલ્યો: "અહીં ભય વળી શો ? આપનો ઉપકાર માનું છું કે આપે મને આવી અંધારી રાત્રે આશ્રય આપ્યો છે."

"ત્યારે હું જઉં છું." એમ કહીને હીરાલાલ ત્યાંથી ચાલ્યો ગયો. વેશધારી સંજીવચંદ્ર બનાવટી ભાષા (હિન્દી) માં સઘળી વાતચીત કરતો હતો.



# પ્રકરણ ૨૦ મું.

---

## ષડ્યંત્ર.

હીરાલાલ પાછો આવ્યો એટલે મહેન્દ્રનાથ મહીન્દ્ર પ્રત્યે બોલ્યો: " એ કોણ છે, તે તમે જાણો છો ? "

મહીન્દ્ર—ના, હું ઓળખતો નથી. કોણ છે ?

મહેન્દ્ર—કશું સમજી શકયા નહિ ? એ મારવાડી નથી !

મહીન્દ્ર—ત્યારે કોણ છે ? તમે ઓળખો છો ?

મહેન્દ્ર—હા, કેમ નહિ–મેં તો તેને સારી રીતે ઓળખી કહાડયો. હવે એક કામ કરવું પડશે. બેટો જે ઘરમાં સૂતો છે, તે ઘરની ચાવી બંધ કરી બહારથી આગ લગાડી દો.

મહીન્દ્ર—તેથી શું થવાનું ? લખી આપેલા ખતના રૂપિઆ તો માર્યા જાય ના ?

મહેન્દ્ર—એ તમારૂં ખત બત સઘળું જૂઠું છે; ગીનીઓ પણ ગીલ્ટ કરેલી છે અને છેડો પણ ગીલ્ટ કરેલો છે.

મહીન્દ્ર—( વિસ્મય પામીને ) હેં સાચું કહો છો ?

હીરાલાલ—સાચું નહિ ત્યારે જુઓને !

પછી સઘળા મળીને સંજીવચંદ્રની ગીનીઓ તથા છેડાની પરીક્ષા કરવા લાગ્યા. તપાસ કરતાં જણાયું કે મહેન્દ્રનાથનું કહેવું સત્ય છે.

મહીન્દ્ર—બેટાએ આપણને છેતર્યા છે, પણ હજી આપણા હાથમાંથી ક્યાં જવાનો છે ?

મહેન્દ્ર—હવે વિલંબ કરવાનું કશું કારણ નથી. સાળાને બાળી મૂકીએ.

હીરાલાલ—અરે એવું તે થાય? આવડા મોટા ઘરને બાળી મૂકાય?

મહીન્દ્ર—હા, એ કહેવું ખરૂં છે; એ ઘર આપણને ઘણું ઉપયોગી છે.

મહેન્દ્ર—જો ઘર રાખવા જશો, તો જીવ ગુમાવી બેસશો.

મહીન્દ્ર—ત્યારે ખુલ્લે ખુલ્લું કહી નાંખોને.

મહેન્દ્ર—એ કાંઇ સાધારણ માણસ નથી.

મહીન્દ્ર—ગમે તે હોય, અહીં આપણે કોઈથી ડરતા નથી.

મહેન્દ્ર—બીજા કોઇથી તો ડરતા નથી, કિન્તુ આ તો જાસૂસ છે!

હીરાલાલ તથા મહીન્દ્ર—(વિસ્મય પામીને) હેં! હેં!! જાસૂસ છે? શાપરથી જાણ્યું તમે?

મહેન્દ્ર—તે દિવસે બેટાએ મને માર્યો હતો. બેટાનું શરીર એવું બળવાન છે, કે એના જેવું બીજા કોઇનું મેં કદિ જોયું નથી. તે બડો પક્કો છે. તે દિવસે તને (હીરાલાલ પ્રત્યે) કેવું કર્યું હતું, યાદ છે કે? છેવટે બેટાએ તારા જેવી બોલી બોલીને આપણને ભય દેખાડ્યો હતો, કે જેથી આપણે ન્હાસી જવું પડ્યું હતું. આપણી બધી મહેનત ફોગટ ગઇ હતી. સાળો બહુ લુચ્ચો છે. હું જાણું છું કે જ્યારથી તેણે આપણો પીછો પકડ્યો છે ત્યારથી જીવ બચાવવો કઠીન છે.

હીરાલાલ—એમાં ડરે છે શા માટે? આપણે ચાર જણા છીએ.

મહેન્દ્ર—આપણા જેવા આઠ જણ હોય, તોપણ આંપણે તેનો એક વાળ પણ વાંકો કરી શકીએ નહિ.

મહીન્દ્ર—ત્યારે હવે શું કરીશું?

મહેન્દ્ર—હું તો કહું છું કે ઘરમાં આગ લગાવીને સાળાને બાળી મૂકીએ.

મહીન્દ્ર—અરે! ઘર તે બાળી મૂકાય?

મહેન્દ્ર—ત્યારે જેમ તમારા ધ્યાનમાં આવે તેમ કરો.

મહીન્દ્ર—જ્યારે એ ઉંઘી જાય ત્યારે તેની છાતીમાં છરો ભોંકી દેવો. એ સાંભળીને મહેન્દ્ર હસવા લાગ્યો.

મહીન્દ્ર—હસે છે શું ? હું તેમ કરી શકું છું કે નહિ, તે જોજેને.

મહેન્દ્ર—તારી પણ કેવી અક્કલ મારી ગઈ છે ? આવું ને આવું ગાંડું બોલ્યા કરે છે. તેને પોતાના ઘરમાં સૂવાનું ઠેકાણું નહોતું તેથી તે અહીં સુખેથી સૂવા આવ્યો છે, કેમ ?

મહીન્દ્ર—હાં, લ્યો ત્યારે તમે કહો તેમ કરીએ. કહો, ત્યારે હવે શું કરીશું ? કોઈ ઉપાય હોય તો બતાવો.

હીરાલાલ—ભાઈ, એમ ગભરાવાથી શું થવાનું હતું ? કોઈ ઉપાય શોધી કહાડો.

---

# પ્રકરણ ૨૧ મું.

## ગુપ્ત ગૃહ.

સંજીવચંદ્ર અત્યારસુધી કાંઈ છાનોમાનો બેસી રહ્યો નહોતો. હીરાલાલ ગયો કે તુરત જ ઓરડીમાંથી તે બહાર નીકળ્યો. ઉત્તર દિશા તરફ જરા આગળ જઈને તેણે જોયું કે એક ભાંગ્યો તૂટ્યો જીનો ઉપરના માળપર જવા માટે ગોઠવેલો છે; તેની મદદથી તે બીજા માળ ઉપર ચડ્યો. આગળ ચાલતાં તે એક ઓરડાની સામે જઈ પહોંચ્યો. તેનાં દ્વાર બંધ હતાં, તે તેણે ધીમેથી ખુલ્લાં કર્યાં. ઘરની અંદર પ્રવેશ કરીને હાથમાંની બત્તીનું ઢાંકણ ખુલ્લું કર્યું; તો જણાયું કે તે કોઈનું સૂવાનું ઘર છે. એક બાજુએ અરધી મેલી શય્યા

બિછાવેલી હતી. બીજી બાજુએ એક ટેબલ હતું અને ટેબલપર કેટલાક જૂના ધૂળ ચડી ગએલા તખ્તાઓ પડયા હતા. તે તરફ બત્તી ફેરવી કે તુરત સંજીવચંદ્ર ચમકી જઈને કંપી ઉઠયો. તેણે જોયું કે ટેબલ ઉપર એક લાલ રંગની બનારસી નવી સાડી અને એક જરીથી ભરેલી મખમલની ચોળી પડી છે. તે ઉપાડી લઈને આમ તેમ ફેરવીને તે જોવા લાગ્યો. જે જોવામાં આવ્યું તેથી તે વિસ્મય પામી ગયો. સાડી તથા ચોળી ઉપર ઠેકાણે ઠેકાણે લોહીના ડાઘ પડેલા હતા. ચોળીમાં છાતીના એક ભાગમાં કાપ પડેલો હતો, તે જોવાથી એમ જણાતું હતું કે છરાનો ઘા વાગવાથી તે કાણું પડેલું છે. સંજીવચંદ્રે જાણ્યું કે આ લગ્નનો પોષાક વિમળાનો છે. વિમળાને નક્કી મારી નાંખી છે. મારી સઘળી મહેનત વ્યર્થ ગઈ. દેવીદાસને મેં નકામું આશ્વાસન આપ્યું. માત્ર તેને એકને જ નહિ પરંતુ રામકુમાર બાબુને પણ મિથ્યા આશ્વાસન આપ્યું. એમ વિચાર કરતાં એકાએક તેને યાદ આવ્યું કે જો આ પોષાક વિમળાનો હોય, તો વિમળાનું મુડદું પણ આ સ્થળે નક્કી હોવું જોઈએ. તેની શોધ કરવી, એ જ મુખ્ય કર્તવ્ય છે.

એમ વિચાર કરીને તે જેવો સાડી તથા ચોળી ટેબલ ઉપર મૂકવા જાય છે, એટલામાં સામેના કાચના તખ્તામાં એક અનુપમ સૌન્દર્યવતી રમણીનું પ્રતિબિંબ તેની નજરે પડયું. જોતજોતાંમાં તે અદૃશ્ય પણ થઇ ગયું. કિન્તુ એક નિમિષ માત્રની અંદર સંજીવચંદ્રે તે પ્રતિબિંબ ઓળખી કહાડયું. તે પ્રતિબિંબ બીજા કોઇનું નથી—પરિમલનું જ છે. પુનઃ તે પાછો વિચાર કરવા લાગ્યો કે ના—ના, એ અહીં ક્યાંથી હોય? એ તો મારા પોતાના મનની માત્ર કલ્પના જ છે.

બત્તીનું ઢાંકણુ બંધ કરીને તે જેવો ત્યાંથી બહાર નીકળવા

જાય છે, એટલામાં તેના મ્હોં આગળ થઇને એક બાલિકા વિજળીને વેગે ત્યાંથી ચાલી ગઈ. તે એટલી બધી નજીકમાંથી પસાર થઈ ગઈ કે તેની સાડીના છેડાનો પવન પણ સંજીવચંદ્રને સ્પર્શ કરી ગયો. એ બાલિકા શું પેલા તપ્તામાં પડેલા પ્રતિબિંબવાળી પરિમલ છે? સંજીવચંદ્ર મનમાં વિચાર કરવા લાગ્યો, પરિમલ કેવી રીતે આ સ્થળે આવી હશે? હું હમણાં જ તેને રામકુમાર બાબુના મકાનમાં જોઇને આવ્યો છું–તે કેવી રીતે એક સામાન્ય બાલિકા થઇને મારી પહેલાં આ સ્થળે આવી પહોંચી હશે? ના–ના, તે પરિમલ તો નહિ. પરિમલ કેમ નહિ? ત્યારે શું મારી બંને આંખો જૂઠી?

સંજીવચંદ્ર ત્યાંથી બહાર નીકળીને કેટલેક દૂરસુધી આગળ ચાલ્યો. એટલામાં તેના પગને કોઈ ચીજની ઠોકર વાગી. તેણે બત્તીનું ઢાંકણુ ખુલ્લું કરીને જોયું કે લોહીના સૂકાઇ ગએલા ડાઘ એક પછી એક એમ એક દિશામાં ચાલ્યા ગયા છે. તે હાથમાંની બત્તીનું અર્ધું ઢાંકણુ બંધ કરી અને થોડું ખુલ્લું રાખી તે ઝાંખા અજવાળામાં લોહીનાં ટીપાં જોતો જોતો પશ્ચિમ દિશામાં ચાલ્યો. થોડેક દૂર ગયા પછી તેણે જોયું કે તે લોહીનાં ટીપાં તાળું લગાડેલ એક ઓરડીસુધી પડેલાં છે. સંજીવચંદ્ર ચાવી વિના તાળાં ઉઘાડવામાં બહુ કુશળ હતો, તેથી તેને આ તાળું ઉઘાડવામાં વધારે મહેનત પડી નહિ.

તે ઓરડી ઉઘાડીને તેણે જોયું કે અંદર એક જીનો નીચે સુધી ગએલો છે. તે જીનાનાં પગથીયાં તે ઉતરવા લાગ્યો. વચમાં એક બે સ્થળે તેણે ઠોકરો પણ ખાધી; ધીમે ધીમે અંધકારમય ઘરને ભોંયતળીએ તે જઈ પહોંચ્યો.

* * * * *

ઘરની અંદરનો બંધ વાયુ અત્યંત દુર્ગંધ મારતો હતો. તેણે

ધાર્યું કે નજીકમાં જ કોઇનું મુડદું પડયું પડયું સડ્યા કરે છે. બત્તીનું ઢાંકણુ સંપૂર્ણ ખુલ્લું કર્યું એટલે આખો ઓરડો ઉજ્જવલ પ્રકાશથી ચકચકિત થઇ ઉઠયો.

સંજીવચંદ્ર ઘરને ભોંયતળીએ ચારે તરફ તપાસ કરવા લાગ્યો; કિન્તુ કોઈ પણ સ્થળે કાંઇ જોવામાં આવ્યું નહિ; માત્ર મનુષ્યનાં હાડકાં જ્યાં ત્યાં રખડતાં હતાં. કિન્તુ આ ભયંકર દુર્ગંધ શેમાંથી આવે છે, તે કશું જાણુવામાં આવ્યું નહિ.

એક બાજુએ દેવદારના લાકડાની એક મોટી પેટી પડી હતી, તેની પાસે જતાં તે દુર્ગંધનું પ્રમાણ વધતું જતું હોય તેમ જણાયું. તે પેટીની ફાટમાં નાસિકા અડકાડવાથી કાંઈ પણ સંદેહ રહ્યો નહિ. પેટીનું ઢાંકણુ ભાંગી નાંખીને અંદર જોયું તો એક ભયંકર દેખાવ નજરે પડયો—એક સુંદર રમણીનું મુડદું તેની અંદર પડયું પડયું સડી જઈને ફુલી ગયું છે! વાળના ઢગલાથી તેનું મ્હોં ઢાંકી દીધેલું છે!

પેટી ઉઘાડતાં જ એટલી બધી દુર્ગંધ બહાર નીકળી કે મનુષ્યથી એક પળ વાર પણ તે સ્થળે ઉભાં રહી શકાય નહિ. સંજીવચંદ્રે તેની નાસિકા આડો એક રૂમાલ માથા સાથે બાંધી લીધો અને પછી મુડદાને તે જોવા લાગ્યો.

## પ્રકરણ ૨૨ મું.

### શા સમાચાર?

આ તરફ મહેન્દ્ર અને તેના સાથીઓ વિપત્તિ આવી પડેલી જોઇને બહુ ગભરાઇ ગયા. સઘળા મળીને નાના પ્રકારના ઉપાયો

શોધે છે, કિન્તુ કોઈમાં પણ મંગળ થવાનું કાંઇ પણ ચિન્હ જોઈ શકતા નથી. જેમ સમય જતો જાય છે તેમ તેમ તેઓ વધારે ગભરાતા જાય છે.

એવા સમયમાં ઉતાવળે પગે ચાલતી એક બાલિકા ત્યાં આવી પહોંચી. તેના બંને ઓષ્ટ ભયથી કંપતા હતા.

મહીન્દ્રે તેને પ્રશ્ન કર્યો: " શા સમાચાર ? "

બાલિકા બોલી: " સત્યાનાશ કહાડયું ! જાસૂસે આપણો પીછો પકડયો છે. "

મહીન્દ્ર બોલ્યો: " કોણ છે ? તું તેને ઓળખે છે ? "

બાલિકા બોલી: " હા, ઓળખું છું, તે સંજીવચંદ્ર છે. "

મહેન્દ્ર—હવે કશો ઉપાય નથી, જે થવાનું હતું તે થઈ ગયું છે. આટલા દિવસનો પરિશ્રમ આજ ધૂળમાં મળી ગયો.

મહીન્દ્ર—ધૂળમાં કેમ મળ્યો ?

મહેન્દ્ર—તે થોડી વાર પછી જાણવામાં આવશે. સંજીવચંદ્ર જેવો તેવો માણસ નથી—એ બેટાના હાથમાં અદ્‌ભુત જાદુઇ વિદ્યા છે.

મહીન્દ્ર—તું નક્કી જાણે છે કે એનું નામ સંજીવચંદ્ર છે ?

મહેન્દ્ર—હા, નક્કી જાણું છું. વળી જો કદિ હું બરાબર જાણતો નહિ હોઉં, તો તે પોતે થોડી વાર પછી જણાવશે કે હું સંજીવચંદ્ર છું.

મહીન્દ્ર—સારૂં, ત્યારે બેટાને હવે મારી જ નાંખવો. તે પણ જાણે કે માથાના મળ્યા હતા.

મહેન્દ્ર—બોલવાનું તે કામ નથી, કરી બતાવવાનું કામ છે.

મહીન્દ્ર—આજસુધીમાં આ ઘરમાં અનેક મોટા તીસમારખાંઓ આવી ગયા, તેમાંનો કોઇ પણ હજી જીવતો જવા પામ્યો નથી, એ વાત શું તમે ભૂલી ગયા ?

મહેન્દ્ર—પણ એ નિયમ આ માણસ આગળ રદ થવાનો છે. આ ઘરમાંથી જીવતો જાગતો જનારો આ માણસ પ્રથમ છે.

મહીન્દ્ર—આપણે ચાર પાંચ જણા છીએ; પછી આટલો બધો ભય કેમ પામો છો ?

મહેન્દ્ર—તેની પાસે જેવો એક જણ, તેવા જ પાંચ જણ સમજવા.

મહીન્દ્ર—તમે શું ભય પામો છો ?

મહેન્દ્ર—ના–ના, ભય શું પામે ? તમે તમારે જે કરવાનું હોય તે કરોને !

મહીન્દ્ર—( બાલિકા પ્રત્યે ) તેં તેને કયે સ્થળે જોયો ?

બાલિકા—મારા પોતાના ઓરડામાં.

મહેન્દ્ર—તે વખતે તું ક્યાં હતી ?

બાલિકા—હું પાસેના ઓરડામાં હતી.

મહીન્દ્ર—તે તારા ઓરડામાં આવીને શું કરતો હતો ?

બાલિકા—શોધ કરતો હતો.

મહીન્દ્ર—કશો પત્તો લાગ્યો છે ?

બાલિકા—લોહીવાળી સાડી તથા ચોળી તેના જોવામાં આવી છે.

મહીન્દ્રનાથ પોતાની પિસ્તોલ બહાર કહાડીને બોલ્યો: " જો તેણે જોયું છે, તેનો તેના પ્રાણની સાથે હું હમણાં નાશ કરી દઉં છું. શું હજી તે તારા ઓરડામાં છે ? "

બાલિકા બોલી: " ના, ઓરડામાંથી બહાર નીકળીને લોહીના ડાઘ જોતો જોતો તે પશ્ચિમ દિશા તરફ ચાલ્યો જાય છે. "

એ વાત સાંભળીને સઘળા ભય પામીને ઉઠી ઉભા થઈ ગયા. દરેક જણે હાથમાં પિસ્તોલો લીધી. બાલિકાએ તેમના મુખ સામે જોઇને જાણ્યું કે તેઓ અત્યારે એક ભયંકર કાર્યમાં પ્રવૃત્ત થાય છે.

મહેન્દ્ર બોલ્યોઃ “હમણાં તેનું ખૂન થઇ જશે. એટાને જેમ બને તેમ મારી નાંખે જ છુટકો છે.”

સઘળા બોલી ઉઠ્યાઃ “હવે તો નક્કી તે મરી ગયો જ સમજો.”

મહેન્દ્ર—જે કરવાનું હોય, તે જલ્દી કરો. નકામી વાતો કરી વખત ગુમાવો નહિ.

હીરાલાલ—બેટો જ્યાંસુધી લાગમાં નહિ આવે, ત્યાંસુધી કશું કરવા દેશે નહિ. વૃથા આગળથી બોલીને ગડબડ કરવામાં શો લાભ ?

મહીન્દ્ર—તે એકલો ગમે તે કરે, કિન્તુ આ જ તે બચવાનો નથી.

હીરાલાલ—અલ્યા બોલો જોઇએ, તે અત્યારે કયે સ્થળે પકડાશે ?

મહીન્દ્ર—જ્યાં તેની ચિતા ખડકવામાં આવશે તે સ્થળે.

---

# પ્રકરણ ૨૩ મું.

## એક નવી યુક્તિ.

હથિયાર ધારણ કરેલા બારવટીઆઓ એકત્ર થઈને સંજીવચંદ્રને શોધવા ચાલી નીકળ્યા. થોડેક દૂર જતાં જોવામાં આવ્યું કે તેમના ગુપ્ત ગૃહની અંદર દીવાનો પ્રકાશ ફેલાઈ રહ્યો છે.

જે વખતે સંજીવચંદ્રે પેલી મરણ પામેલી સ્ત્રીને ઓળખવા માટે પોતાની બત્તી તેના મ્હોં સામે ધરી, તે જ વખતે સઘળા બારવટીઆઓને સાથે લઇને બાલિકા ગુપ્ત ગૃહના દ્વારમાં આવી પહોંચી. મહીન્દ્રે તુરત જ પિસ્તોલ છોડી; કિન્તુ જે પ્રમાણે તે ધારતો હતો, તે પ્રમાણે બન્યું નહિ. તેણે મનમાં ધાર્યું હતું કે હાથમાં રાખેલી બત્તીવાળા માણસને મારી નાંખવો; કિન્તુ બંદુકની ગોળીથી માત્ર

અજવાળું નાશ પામ્યું અને ચીમનીના ચૂરેચૂરા થઈ ગયા. ઘરની અંદર ઘોરતમ અંધકાર પુનઃ પ્રસરી રહ્યો. સંજીવચંદ્ર સમજી ગયો કે બારવટીઆઓ પોતાપર આક્રમણ કરવા આવ્યા છે, અત્યારે જીવન-મરણનો એક લોમહર્ષણ સંગ્રામ શરૂ થયો છે. માથું નીચું કરીને તે તુરત ઓરડાને ભોંયતળીએ બેસી ગયો.

મહીન્દ્ર મહેન્દ્ર પ્રત્યે બોલ્યો: "તમે આ જીનાપર ઉભા રહો, જે કોઇ તમારી પાસે આવે તેના છાતીમાં છરો ઘોંચી ઘાલજો. હવે આપણું કાર્ય સિદ્ધ થવાનો વખત આવ્યો છે. સાળાને હમણાં પકડી લેઇશું; તે બરાબર જાળમાં ફસાયો છે."

તે પુનઃ તેના બીજા સાથી પ્રત્યે બોલ્યો: "આ ઘર તો ઘણું મોટું છે, તેથી સહજમાં તે પકડાશે નહિ. તમે ત્રણ જણા ત્રણે દિશામાં બેટાને ઘેરી લ્યો અને હું પોતે વચમાં રહું; તમે બંને બે તરફ રહો; સંભાળ રાખજો છરો ખાલી જાય નહિ."

આજ્ઞા પ્રમાણે કાર્ય બજાવવામાં આવ્યું. સંજીવચંદ્રે જોયું કે પોતે એક ભયંકર વિપત્તિમાં આવી પડ્યો છે; હવે કોઈની પાસેથી દયાની આશા રાખવી વૃથા છે. આપણે પ્રથમ કહી ગયા છીએ કે સંજીવચંદ્ર સઘળા પ્રકારનો સ્વર કહાડી શકતો, બીજી પણ તેનામાં એવી એક અસાધારણ શક્તિ હતી કે તે પાસે ઉભો રહીને એવા પ્રકારનો સ્વર કહાડતો કે જાણે તે સ્વર ઘણે દૂરથી સંભળાતો હોય તેમ લાગતું. તે તે ઘરના દક્ષિણ તરફના ખૂણામાંથી મહીન્દ્રનાથના જેવો સ્વર કહાડીને-જાણે બહુ દૂરથી બોલતો હોય તેવી રીતે બોલ્યો: "હીરૂ! આ તરફ—આ તરફ."

એમ કહીને તે ઘરની ડાબી બાજુએ ખસી ગયો. તુરત જ કાંઇ પણ ઉત્તર મળ્યા વિના માત્ર પગલાંનો અવાજ સાંભળવામાં આવ્યો.

એવા સમયમાં તેણે એક બીજી નવી યુક્તિ શોધી કહાડી; જાણે સામાસામી મારામારી થાય છે, એમ જણાવવાને માટે તે પોતાની પિસ્તોલ અને છરી લઈને એક બીજા સાથે અરસપરસ આઘાત કરવા લાગ્યો. હથિયારોના ખણખણાટથી સઘળા બારવટીઆઓએ જાણ્યું કે તે સાળો કોઇ સાથે બાથંબાથા યુદ્ધ કરે છે. તુરત જ તેઓ સઘળા તે તરફ દોડયા અને તેની નવી યુક્તિ સફળ નીવડી.

સંજીવચંદ્ર પ્રથમથી જ તે ઓરડો સારી રીતે જોઇ લીધો હતો; તેથી વિરોધીઓને આગળ જતા જોઈને પોતે નિર્વિઘ્નપણે અને નીરવતાથી કિન્તુ જરા ઉતાવળે જીનાપર ચઢી ગયો. તે સ્થળે હથિયાર ધારણ કરીને મહેન્દ્રનાથ ઉભો હતો; તેને પિસ્તોલના કંદાવડે છાતીમાં એવા જોરથી આઘાત કર્યો કે તે ભોંયતળીએ પટકાઈ પડયો. સંજીવચંદ્ર ઉપર ચઢી ગયો.

મહેન્દ્રનાથના પડયાનો અવાજ સાંભળીને સઘળા ચમકી જઈને પાછા ફર્યા. તે ભોંયતળીએ પડયો પડયો ઉંહકારા કરતો હતો. કોઇ તેને અંધકારમાં ઓળખી શક્યું નહિ; વધારામાં તેને જાસૂસ સમજીને સઘળા મારવા લાગ્યા.

આ તરફ સંજીવચંદ્ર મહેન્દ્રનાથને ભોંયતળીએ પછાડીને જેવો ઉપરની છતપર ચડવા માટે નજીકના દાદરપર પગ મૂકવા જાય છે, એટલામાં તેના જોવામાં આવ્યું કે સામેની ભાંગેલી બારીના દ્વારમાં કોઇ એક જણ ઉભું છે. ઘોર અંધારામાં તેને ઓળખી શકાયું નહિ. તેના શરીરનો કોઈ પણ ભાગ તે અંધારામાં સ્પષ્ટ જોઇ શકાતો નહિ. માત્ર તેણે પહેરેલાં દૂધના ફીણ જેવાં સફેદ વસ્ત્રો તે અદશ્ય પ્રાણીનું ત્યાં હોવાપણું સાબિત કરતાં હતાં. તે અદશ્ય પ્રાણીએ પહેરેલાં કપડાંનો દેખાવ જોતાં તે કોઇ સ્ત્રી હશે એમ અનુમાન થતું

હતું. સંજીવચંદ્રે એકદમ તેનો હાથ પકડ્યો; હાથ પકડતાં વાર જ તેનું તે અનુમાન ખરૂં ઠર્યું. તેના સુકોમળ હાથને સ્પર્શ કરતાં સંજીવચંદ્રે જાણ્યું કે તે એક બાલિકા છે. અંધકારમાં તેનું મ્હોં જોઇ શકાતું નહોતું, કેવળ તેની બંને મોટી ઉજ્જ્વલ આંખો અંધારામાં સંજીવચંદ્રના મ્હોં સામે ઝગમગતી હતી.

થોડી વાર પહેલાં સંજીવચંદ્રે જે સ્ત્રીને જોઈ હતી અને જેને પરિમલ કહીને તેના મનની અંદર એક મોટી ગરબડ ઉભી થવા પામી હતી—એ જ આ સ્ત્રી છે; એમ મનમાં ધારીને સંજીવચંદ્રે તેને છોડી નહિ. બાલિકા હાથ છોડાવી લેવાને વ્યર્થ બળનો ઉપયોગ કરવા લાગી. સંજીવચંદ્ર તેની પ્રત્યે ડરામણા સ્વરથી બોલ્યો: "બોલ, કોણ છે તું? જો નહિ બોલે તો હું તને હમણાં નીચે ફેંકી દઇશ." એમ કહીને તેને ધીમેથી એક ધક્કો પણ માર્યો.

બાલિકા અત્યંત ભય પામી ગઇ અને બૂમો પાડતી બોલવા લાગી: "ઓ બાપરે! મને છોડી દો—હું કશું જાણતી નથી." એમ બૂમો પાડતી રડી પડી.

સંજીવચંદ્ર ચમકી ગયો કે આ પરિચિત કંઠસ્વર છે! અહા કેવું ભયંકર! હવે કેવી રીતે મારી આંખો અને કાનનો મારે અણુવિશ્વાસ કરવો? આંખો કહે છે, કે આ પરિમલદેવી જ છે; કાન પણ તેમ જ કહે છે; પરંતુ હૃદય તે વાતનો સ્વીકાર કરતું નથી. તે તો કહે છે, તે પરિમલ નથી—નથી—નથી. અરે! આમ થવાનું કારણ શું હશે? પરમ રૂપવતી પરિમલે તેના લલિત હાવભાવ અને મધુર કંઠ તથા અનુપમ સૌન્દર્યથી શું તેનું હૃદય જીતી લીધું છે?

ગમે તેમ હોય, સંજીવચંદ્ર તે વખતે બાલિકાનું રડવું સાંભળીને યુક્તિથી કાર્ય કરવા લાગ્યો. તે તેને ઉપરથી નીચે ફેંકી દેવા

માટે ભય બતાવીને ધક્કા મારવા લાગ્યો; તોપણ તેનો હાથ છોડી દીધો નહિ, પ્રથમની માફક દઢ મુઠીમાં પકડી રાખ્યો. બાલિકાએ તોપણ તેનું નામ જણાવ્યું નહિ. તે મોટા અવાજથી બુમો પાડવા લાગી. ઉપરની આ સઘળી ગરબડ ગુપ્તગૃહની અંદર આમતેમ ફાંફાં મારતા મહીન્દ્ર, હીરાલાલ વગેરેના સાંભળવામાં આવી. પોતાને ભ્રમમાં નાંખીને શિકાર ગુપ્તગૃહની બહાર જતો રહ્યો છે, એમ હવે તેઓના જાણવામાં આવ્યું. મહેન્દ્રનાથને છોડી દઇને સઘળા અંધારા કૂવા જેવા ગુપ્તગૃહમાંથી બહાર નીકળ્યા. મહેન્દ્રનાથ તે જ સ્થળે તે રમણીના શબની પાસે અધમુઓ થઈને પડી રહ્યો. બાકીના ત્રણ જણ જીનાપર જઇ પહોંચ્યા. તે સ્થળે સંજીવચંદ્રે તે નવીન રમણીને પકડી રાખી હતી. સંજીવચંદ્રને જોતાં જ ભૂખ્યા વાઘની માફક ત્રણે જણા કુદીને સંજીવચંદ્રની ઉપર જઇ પડ્યા. સંજીવચંદ્રે તેમને જોરથી પાદપ્રહાર કર્યો એટલે જીનાનો જીર્ણ થઇ ગએલો કઠેરો ભાંગી જવાથી હીરાલાલ અને એક બીજો જણ તે અંધકારમય ગુપ્તગૃહની અંદર પટકાઈ પડ્યા. મહીન્દ્રનાથ એટલામાં એક હાથમાં તે બાલિકાનો હાથ પકડીને બીજા હાથમાં એક મોટો છરો લઇને સંજીવચંદ્રને જેવો મારવા જાય છે; એટલામાં સંજીવચંદ્રે બાલિકાનો હાથ છોડી દઇને મહીન્દ્રનાથનું ગળું મજબૂત પકડ્યું અને ઉંચા કરેલા છરા સહિત તેનો હાથ બીજા હાથમાં પકડી રાખ્યો. નિરૂપાય બનીને મહીન્દ્રનાથે બાલિકાનો હાથ છોડી દીધો. બાલિકા તે ઘોરતમ અંધકારની અંદર તુરત જ અદશ્ય થઈ ગઈ.

એક ક્ષણની અંદર મહીન્દ્રનાથ પણ સંજીવચંદ્ર પાસે પરાજય પામ્યો. બીજાની માફક તેની જે દુર્દશા કરવામાં આવી તેનું વર્ણન કરવું કઠીન છે.




એટલામાં સંજીવચંદ્રે બાલિકાનો હાથ છોડી દઇને મહીન્દ્રનાથનું ગળું મજબૂત પકડ્યું. (પૃષ્ઠ ૯૪)

આપણી કથાનો આ અધ્યાય અહીંસુધી વાંચતાં વાચકવર્ગને જે સમય લાગ્યો, તેનો સોમો ભાગ પણ આ બનાવ બનવામાં લાગ્યો નહોતો.

પછી સંજીવચંદ્ર તે બાલિકાની શોધ કરવા માટે એકે એક ઓરડામાં ફરવા લાગ્યો. એક તો જાણે ગાઢ અંધકાર, તે અંધકારને ભેદીને મનુષ્યની દૃષ્ટિ એક પગલું પણ આગળ પડી શકતી નહિ, તે સિવાય તે ઘરનાં દ્વાર પણ સંજીવચંદ્રથી તદ્દન અજાણ્યાં, તેથી તે બાલિકાનો પત્તો લાગ્યો નહિ.

અનેક માણસો આવા પ્રકારની વિપત્તિઓમાંથી બચ્યા પછી પલાયન કરી જતા; કિન્તુ સંજીવચંદ્ર એવો માણુસ નહોતો. તેનો ઉદ્યમ, તેનું સાહસ, તેની દૃઢતા અનુપમ હતાં; તે પ્રાણુનો ભય બિલકુલ રાખતો નહિ. તે તેઓ સાંભળે તેમ જોરથી પગ પછાડતો પછાડતો ઉપરના માળપર ચડવા લાગ્યો. કેટલેક દૂર આગળ ગયા પછી તે એકાએક ઉભો રહ્યો. નીચેની વાતચીત તેના સાંભળવામાં આવીઃ—

મહેન્દ્ર બોલ્યોઃ “ આપણુ આટલા બધાને બેટો છેતરી ગયો. હવે તે ઉપર ચડે છે; ચાલો, આ વખતે એક મશાલ સળગાવી લાવીને બેટાને બાળી મૂકીએ. અંધકારમાં તેને આપણે કશું કરી શકતા નથી.”

હીરાલાલ બોલ્યોઃ “ હું હમણાં દુર્ગાદેવીના મંદિરમાંથી સળગતો દીવો લાવું છું—તે વખતે જ આપણે જો સાથે લઇ આવ્યા હોત, તો આમ થાત નહિ.”

હીરાલાલ ચાલ્યો ગયો. સઘળા બહાર આવ્યા. સંજીવચંદ્ર મંદ હસ્યો. એક ક્ષણ વારમાં હીરાલાલ હાથમાં દીવો લઇને આવી પહોંચ્યો. તે જેવો દીવાને મહીન્દ્રનાથના હાથમાં આપવા જાય છે, એટલામાં સંજીવચંદ્રે દિવાલમાંથી એક ઈંટ ખેંચી કહાડીને દીવા

ઉપર જોરથી ફેંકી. તુરત જ દીવાના ચૂરેચૂરા થઈ ગયા અને ઘર ઘોર અંધકારમય થઈ ગયું.

મહેન્દ્રનાથે કહ્યું: "હવે દીવાનું કાંઇ કામ નથી. બેટો બહુ જબરો છે. હવે તો જે કરવું તે અંધારામાં જ કરવું."

સંજીવચંદ્ર ઉપલા માળના જીના ઉપર પગના ધબકારા કરીને જણાવવા લાગ્યો કે હું તમારી રાહ જોઇને અહીં ઉભો છું.

સઘળા તેની હિંમત જોઇને આશ્ચર્ય પામ્યા. મહીન્દ્રનાથ બોલ્યો: "આના જેવો માણસ તો મેં કદિ પણ જોયો નહિ. ચાર–પાંચ હથિયારબંધ માણસની સામે નીડરપણે એકલો ઉભો છે. વારૂ, તમે બધા હોશિયાર રહેજો, હું બેટાને એકલો પકડું છું. તે ગમે તેવો જબરો હોય, ગમે તેવો બહાદુર હોય; તોપણ હું તેને પકડ્યા વિના રહીશ નહિ. આ ઘરમાંથી કદિ પણ હું તેને જીવતો જવા દઇશ નહિ."

## પ્રકરણ ૨૪ મું.

### પ્રત્યાવર્તન.

સઘળા મળીને છત ઉપર ચડવા લાગ્યા. તેઓના આગમનની વાત સંજીવચંદ્રથી અજાણી રહી નહિ. તે જીનાવાળી ઓરડીના એક ખૂણામાં સંતાઈ રહ્યો. એક પછી એક એમ સઘળા બારવટીઆઓ તેની પાસે થઇને છત ઉપર ચડી ગયા. તેઓ છત ઉપરની બીજી બાજુએ ચાલ્યા ગયા પછી જીનાનું દ્વાર ધીમેથી બંધ કરીને તે નીચે ઉતરી આવ્યો.

જો આજ તે પેલા મુડદાનું યથાર્થ અનુસંધાન ન કરી

શકે, તો તેનો આ બધો પરિશ્રમ નકામો જાય. વળી વધારામાં થોડી વાર પછી તે મુડદાને તેઓ કોઈ ગુપ્ત સ્થળે સંતાડી દે એ પણ નિર્વિવાદ છે. એમ વિચારીને તેણે નિર્ભયપણે જે ગુપ્તગૃહની અંદર અત્યારસુધી ભયંકર તોફાન થયું હતું, તે ગૃહની અંદર પુનઃ પ્રવેશ કર્યો. પાસે દિવાસળી હતી, તેવડે તેણે ઉપર જણાવેલી ભાંગી ગએલી બત્તી પુનઃ સળગાવી.

જે પેટીમાં મુડદું હતું, તેનું ઢાંકણુ ઉંચું કરીને જોયું કે તે મુડદું કોઇ એક અનુપમ સૌન્દર્યવતી રમણીનું છે. મુડદું ઘણા દિવસનું હોવાથી તે સહજમાં ઓળખી શકાયું નહિ; તેના સઘળા અવયવો ફુલીને વિકરાળ થઈ ગયા હતા. સંજીવચંદ્રે વિમળાને કદિ પણ જોઈ નહોતી, કેવળ આગળ જણાવેલ તૈલચિત્ર ( ઓઇલ પેઇન્ટીંગ ) જોઈને વિમળાની આકૃતિ કેટલેક અંશે તેના હૃદયમાં તેણે ઉતારી લીધી હતી. તે મુડદાને તે આમતેમ ઉલટાવીને જોવા લાગ્યો, એવામાં જે દેખાવ તેની નજરે પડયો, તેથી તે સ્તંભિત બની ગયો ! તે મુડદાનો એક હાથ કોઇએ કાપી નાંખ્યો છે! તે મુડદું સડી જઈ, ફુલી જઈ, લોહીલોહાણ થઈને એવું વિકરાળ થઈ ગયું છે કે તે જોઇને તેની વયનો નિર્ણય કરવો તદ્દન અસંભવિત લાગ્યો. તેણે વિચાર્યું કે આ મુડદું વિમળાનું હશે—કિન્તુ વિમળાનું છે કે નહિ, તે કેવી રીતે નક્કી કરી શકાય ? જો કદિ એક વાર તે રામકુમાર બાબુને દેખાડવામાં આવે, તો તેનો નિર્ણય થાય.

એટલામાં કોઇનું બોલવું સંભળાયું: " હાં, બેટાએ ફરીથી છેતર્યા. દ્વા. બંધ કરીને બેટો નીચે ઉતરી ગયો છે— "

" બેટો ભૂત જાસૂસ જણાય છે, જો તેમ ન હોય તો બીજા કોની શક્તિ કે આ જંગલની અંદર આવી રમત કરી શકે ! "

" આવો, આપણે જોઇએ કે બેટો ક્યાં પલાયન કરી ગયો છે. ચાલો, આ તરફને જીનેથી નીચે ઉતરો."

સંજીવચંદ્ર સહજમાં સમજી ગયો કે લુચ્ચાઓ વળી નીચે આવે છે. તેના સાંભળવામાં આવ્યું કે ઉત્તર દિશામાંથી કોઈ રમણીના રડવાનો અસ્ફુટ ધ્વનિ આવે છે. તેણે સ્થિરતાથી કેટલીક ક્ષણસુધી કાન માંડીને સાંભળ્યું. તે દિશામાં તે થોડેકસુધી ગયો એટલામાં ષડ્યંત્રકારીનાં પગલાંનો અવાજ સંભળાયો. સંજીવચંદ્ર ઘરમાંથી બહાર નીકળીને જંગલની અંદર આવ્યો. પેલા ઝાડપરથી કપડાંની પોટલી નીચે ઉતારીને ગુપ્તવેશનો ત્યાગ કરીને પોતાનો મૂળવેશ ધારણ કર્યો.

* * * * *

સંજીવચંદ્ર રામકુમાર બાબુને મકાને આવી પહોંચ્યો અને બહારના બેઠકખાનામાં સૂવાની વ્યવસ્થા કરી લીધી. બહુ પરિશ્રમ કરવાથી તે અત્યંત થાકી ગયો હતો, તેથી ઉંઘી જવાનો નિશ્ચય કર્યો; કિન્તુ મનમાં એક બે વિચારો ઉગી નીકળવાથી નિદ્રાનો માર્ગ કાંટાથી પૂરાઇ ગયો. વિચારો પૂરા થયા—ન થયા અને જ્યાં નિદ્રા આવવાનો સમય થયો, એટલામાં પ્રભાતમાં પક્ષીઓનો કિલકિલાટ થવા લાગ્યો. સંજીવચંદ્રે બિલકુલ નિદ્રા લીધી નહિ.



# પ્રકરણ ૨૫ મું.

## પાછલી રાત.

બિછાનાનો ત્યાગ કરીને સંજીવચંદ્ર બગીચા તરફ ચાલ્યો, એટલામાં પરિમલદેવીને જતાં જોઈ, તે તેની સામે ચાલ્યો. સંજીવ-

ચંદ્રને જોઈને પરિમલ ઉભી રહી, કિન્તુ તેને જોઈને તે કાંઈ પણ ભય પામી નહિ. ભયનું એક ચિન્હ પણ તેના વદનપર જોવામાં આવ્યું નહિ.

સંજીવચંદ્રે પૂછયું: "પરિમલ, અહા! તું આટલી બધી ઝડપથી પાછી આવતી પણ રહી? હું આશ્ચર્ય પામું છું!"

તેના બોલવાથી પરિમલ સહેજ નાખુશ થઇ. તેના બંને ગાલ ગુસ્સાથી સહેજ લાલ થઇ ગયા. તે બોલી: "સાહેબ, તમે ગાંડા થઇ ગયા છો કે શું?—તમે આ સઘળું શું બોલો છો? શા ઉપરથી તમે મને આવી વાતો પૂછો છો?"

સંજીવચંદ્ર મંદ હાસ્ય કરીને બોલ્યો: "ના, હું કશું એવું અન્યાયભરેલું જાુઠું કદિ બોલીશ નહિ; તોપણ હું ને તું માત્ર બે જણા જ જાણીએ—તું હમણાં જ કોઈ ગુપ્ત સ્થળેથી પાછી આવી છે."

પરિમલદેવી બોલી: "ક્યાંથી પાછી—"

તેને આગળ બોલતી અટકાવીને સંજીવચંદ્ર વચમાં બોલી ઉઠયો: "સાંભળ, ત્યારે તું જ કહે—મને તેં થોડી વાર પહેલાં જોયો નથી?"

સંજીવચંદ્રે તીક્ષ્ણ દૃષ્ટિથી તેના મ્હોં સામે જોયું.

પરિમલ—તમારૂં કહેવું હું બિલકુલ સમજી શકતી નથી.

સંજીવચંદ્ર—તું બહુ ચતુર છે, કિન્તુ તારી એ ચાતુરી સંજીવચંદ્રની પાસે વધારે વખતસુધી ટકી શકવાની નથી—તું નક્કી સમજજે કે તારા કરતાં હું કાંઈ કમ નથી.

પરિમલ—તમે શું મને ભય દેખાડવા આવ્યા છો? જો કદિ મારામાં કાંઈ દોષ હોય, તો હું તમારાથી ભય પામું—તે વિના હું તમારાથી એક તલમાત્ર પણ ભય પામીશ નહિ—ભય પામવાનું કશું

કારણ પણ નથી. ભય પામવો તો દૂર રહ્યો, પરંતુ આપની વાત સાંભળીને આપને તદ્દન ગાંડા અને મૂર્ખ હું સમજુ છું. આપ વચ્ચે વચ્ચે એવી વાતો કરો છો, કે જેને ન હોય પગ અથવા ન હોય માથું-એવી વાતો માને કોણ?

સંજીવચંદ્ર—કોણ માને શું, હું જલ્દી એ સઘળી વાત તને મનાવી દઇશ.

પરિમલ—તમે મને થોડી વાર પહેલાં ક્યાં જોઈ હતી?

સંજીવચંદ્ર—ચંડીતલાના વનની અંદર એક પડી ભાંગેલા મકાનમાં.

પરિમલ—તમે મને જોઈ હતી, એ શું સત્ય કહો છો?

સંજીવચંદ્ર—મેં મારી નજરોનજર તને ત્યાં જોઈ છે. જો હું તારૂં કહેવું સત્ય માનું, તો મારી પોતાની આંખોને મારે જુઠી ઠરાવવી પડે.

પરિમલ—આપ સાચું માનો અગર જૂઠું માનો; હું ઇશ્વર-સાક્ષીથી કહું છું કે આજરાત્રે અથવા કદિ પણ હું મકાનની બહાર રાત્રિને વખતે ગઈ નથી. ચંડીતલા વનની અંદરના પડી ભાંગેલા મકાનનું નામ મેં આજસુધી કદિ પણ સાંભળ્યું નહોતું—આજ આપના મ્હોંએથી નવું સાંભળ્યું.

એ સાંભળીને સંજીવચંદ્ર વિસ્મય પામી ગયો.

---

## પ્રકરણ ૨૬ મું.

---

### ભયંકર સંદેહ.

પરિમલદેવીની વાત સાચી હોવાનું સંજીવચંદ્રને તદ્દન અસંભવિત લાગ્યું. તેણે પોતાની આંખે જે જોયું છે, તે કેવી રીતે જૂઠું

માની શકાય ? કિન્તુ પરિમલનું મ્હોં જોઇને તેણે અનુમાન કર્યું કે તેની વાત કદિ ખરી પણ હોઈ શકે. તે બોલ્યોઃ "પરિમલ, તું સત્ય કહે છે કે આજરાત્રે ઘરની બહાર તું ગઇ નથી ?"

પરિમલ—હા, હું સત્ય કહું છું કે કદિ પણ રાત્રે હું ઘરની બહાર ગઇ નથી.

સંજીવચંદ્ર—વારૂ, જેઓએ તારા મામાની છાતીમાં છરાના જખમ કર્યા હતા અને જેઓને તેં બારીમાંથી ઘરમાં પ્રવેશ કરવાનો રસ્તો બતાવી દીધો હતો, તેઓ કોણ હતા ?

પરિમલ—તદ્દન જૂઠી વાત. મેં તેઓને કદિ પણ જોયા નથી–ઓળખતી પણ નથી–જાણુતી પણ નથી અને કોઇને ઘરની અંદર પ્રવેશ કરવાનો રસ્તો મેં બતાવ્યો પણ નથી.

સંજીવચંદ્ર—તારી વાત સાંભળીને હું આશ્ચર્ય પામું છું ! તારા સિવાય બીજું કોણ હોય ! બે વખત મેં તને મારી પોતાની આંખે જોઇ છે, તે બંને વખત તું અસ્વીકાર કરે છે; તું જો કદિ એ ન હો, તો મેં જેને જોઈ છે, તેને પિશાચિની સમજવી કે શું ?

પરિમલ—ગમે તે સમજો.

સંજીવચંદ્ર—હવે શું કહું ? તોપણ હું તને જણાવી દઉં છું કે તું વિમળાના ખૂનની સઘળી વાત જાણે છે, છતાં તું તે ગુપ્ત રાખે છે.

પરિમલ—( અતિશય દુઃખ પામીને ) આપ તો ચાહે તે બોલો, તે મારાથી ના કહી શકાય નહિ. વિમળા જો કદિ મારો પ્રાણ માગે, તો હું તેને માટે પ્રાણ પણ આપવા તૈયાર છું. વિમળાને હું કેટલી બધી ચાહું છું તે તમે શું સમજો ? સાહેબ, આપની વાતપરથી આપ કોઈ સાધારણ માણસ જણાતા નથી. આપ નક્કી સઘળું જાણો છો–છતાં કેવળ છલનાવડે એ બધું ઢાંકી રાખો છો. આપ જાસૂસ

તો છો; કિન્તુ પોલિસના નહિ—ષડ્યંત્ર રચનારા—ખૂન કરનારા બાર-વટીયાના જાસૂસ છો.

સંજીવચંદ્ર—એ સઘળી વાત ઉલ્ટી મારાપર ફેંકે છે ?

પરિમલ—આપની વાતપરથી એમ જણાય છે કે આજસુધીમાં આપ આ કાર્યમાં કશું કરી શક્યા નથી. કેવળ સઘળો દોષ મારા પર ફેંકીને મારૂં બદનામ કરવાનો પ્રયાસ કરો છો.

સંજીવચંદ્ર—પરિમલ, મારો એક દિવસ પણ નકામો ગયો નથી. જેમ બને તેમ આ સઘળો ભેદ ખુલ્લો કરવાને હું પ્રયત્ન કરૂં છું અને તે કાર્ય કરવામાં મારે કેવા જોખમમાંથી પસાર થવું પડતું હશે, તે તું શું જાણી શકે ?

પરિમલ—તમે અત્યારસુધીમાં શું કાંઇ પણ પત્તો મેળવી શકયા છો?

સંજીવચંદ્ર—હા, હું પત્તો મેળવી શકયો છું કે એ ષડ્યંત્રની અંદર તું નક્કી છે; મને એનું સબળ પ્રમાણ પણ મળી ચૂકયું છે.

દ્રઢતાથી નિષ્પલક નેત્રે, ગર્વિષ્ઠ કંઠે પરિમલે પૂછ્યું: " એવું કયું સબળ પ્રમાણ તમને મળ્યું છે ? "

સંજીવચંદ્રે પછી સઘળી વાત કહી સંભળાવી અને સાથે સાથે પેલા લોહીવાળા રૂમાલની વાત પણ જણાવી દીધી.

પરિમલ—તમે મને જે વાત કહી તેમાં અનેક રહસ્યો ભરેલાં છે. આપની વાત હું કોઈ પણ રીતે સાચી માની શકતી નથી. આપે કદિ મને જોઈ નથી—નક્કી જોઈ નથી. આપ રૂમાલની વાત વિષે શું કહેવા માગો છો ?

સંજીવચંદ્ર—તે રૂમાલ હજી મારી પાસે જ છે. આ રહ્યો જો.

સંજીવચંદ્રે ખિસામાંથી રૂમાલ બહાર કહાડીને પરિમલદેવીના હાથમાં આપ્યો.

પરિમલ—અરર! આ શું? આ તો લોહીલોહાણ થએલો છે! આવો ખરાબ રૂમાલ તમે મારા હાથમાં આપ્યો શા માટે? છિ છિ!

સંજીવચંદ્ર—તને જોવા માટે. જેવો તેં ફેંકી દીધો છે, તેવો જ મેં ઉપાડી લીધો છે—આ લોહીના ડાગ મેં લગાડ્યા નથી, જેનો એ રૂમાલ છે તેણે જ—

પરિમલ વચમાં બોલી ઉઠીઃ "કોનો એ રૂમાલ છે?"

સંજીવચંદ્ર—તારો. એ રૂમાલના એક ખૂણામાં તારૂં નામ પણ લખેલું છે. જો, ત્રણ અક્ષર હજી દેખાય છે અને એક ચોથો અક્ષર લોહીમાં દટાઈ ગયો છે.

પરિમલ—હાં, એ શું—આ સઘળું બીજું કશું નથી—આ તો મને વિપત્તિમાં ફસાવવાની યંત્રણા છે. હે કાલિકામાતા! તું જાણે છે કે હું દૂષિત છું કે નિર્દોષી છું. હું વિમળાને કેટલી ચાહું છું—તેને માટે મારા હૃદયમાં હું કેવા દુ:ખનો અનુભવ કરૂં છું, તે હે માતા, તું જાણતી હોઇશ!

સંજીવચંદ્ર—ત્યારે આ રૂમાલ પણ તારો નથી?

પરિમલ—(ક્રોધમાં) ના, જો એ રૂમાલ મારો હોય—તો હું કહું છું કે હે પરમેશ્વર! અત્યારે ને અત્યારે મારા માથાપર વજ્ર તૂટી પડે.

સંજીવચંદ્ર કેટલીક ક્ષણસુધી કાંઇક વિચાર કરીને બોલ્યોઃ "પરિમલ, તારા જેવી જ તારે શું એકે બહેન છે?"

"ના!"

"તારા કુટુંબમાં અથવા સગાં સંબંધીમાં એવી કોઇ બાલિકા છે, કે જેની સાથે તારો ચહેરો કાંઇક મળતો આવી શકે?"

"ના, કોઈ પણ નથી."

"આ રહસ્ય કાંઇ સાધારણ નથી—અતિ ગંભીર છે. વારૂ, ગમે

તે હોય, હું સઘળો ભેદ જાણ્યા વિના તેને સહજમાં છોડી દઈશ નહિ. તું મને આ બાબતમાં શું કોઈ પણ પ્રકારની મદદ કરી શકીશ ?"

"હા, જે કહો તે કરું, બોલોને. વિમળાને માટે જો કદિ પ્રાણ આપવો પડે, તોપણ હું તૈયાર છું."

"જો તું વિપત્તિના મુખમાં પ્રવેશ કરવાની હિંમત ધરતી હોય, તો મારી સાથે ચાલ. જે સ્થળે વિમળા છે, ત્યાં હું તને લઈ જઉં."

"અહીંથી તે કેટલું દૂર છે ?"

"બહુ દૂર નથી—પાસે જ છે. પ્રભાત થયાં પહેલાં આપણે પાછાં આવી પહોંચીશું, કિન્તુ એક ભયંકર વસ્તુ તને બતાવીશ."

"વિમળાનું શબ તો નહિ ના ?"

"શબ તો ખરું, કિન્તુ તે વિમળાનું છે કે બીજા કોઈનું, તે હું જાણતો નથી."

"ચાલોને, જો કદિ તે વિમળાનું હશે તો હું પાછી આવીશ નહિ, તે જ સ્થળે મરીશ—તેની પાસે મરીને તેની સાથે જઈશ."

"મને સંપૂર્ણ ભરોંસો છે કે એ શબ વિમળાનું નથી. વિમળા જીવતી છે, હું તેનો નક્કી ઉદ્ધાર કરીશ."

"જો કદિ તમે તેને બચાવી શકશો—તો હું મને જીવિતદાન આપ્યું સમજીશ. આપનો એ ઉપકાર હું આ જન્મમાં કદિ પણ ભૂલીશ નહિ."

"મારા ઉપકારનો તું મને શો બદલો આપીશ ?"

બાલિકા ચપળતાથી બોલી: "મારૂં જે કાંઈ છે, તે સઘળું હું આપને આપી દઈશ. મારી પાસે જે ઘરેણું છે, તે સઘળું વેચીને હું આપને આપી દઈશ."

"પરિમલ ! હજીસુધી હું પૈસાનો એટલો બધો લાલચુ થયો નથી."

# પ્રકરણ ૨૭ મું.

## અરણ્યમાં.

I could a tale unfold, whose lightest word
Would harrow up thy soul; freeze thy young blood,
Make thy two eyes, like stars, start from their spheres;
Thy knotted and combined locks to part,
And each particular hair to stand on end
Like quills upon the fretful porcupine.

*Shakespeare—" Hamlet."*

સંજીવચંદ્ર પરિમલદેવીને સાથે લઇને એક સાંકડી ગલીને રસ્તે થઈને ચંડીતલા વનની અંદર તે પડી ભાગેલા મકાનની પાસે જઈ પહોંચ્યો. હાથની આંગળીવડે એક સ્થળ બતાવીને તે બોલ્યોઃ " પરિમલ, આ સ્થળે થોડી વાર માટે તું એકલી ઉભી રહીશ ? "

" હા, ઉભી રહીશ. "

" કિન્તુ આ ઝાડની પાછળ સંતાઇને તું ઉભી રહેજે—નહિતો વિપત્તિ આવી પડતાં વાર લાગશે નહિ. "

" સારૂં. તમે ક્યાં જશો ? "

" હું જે તને બતાવવાનું કહું છું—તેની તપાસ કરવાને હું આ મકાનની અંદર જઉં છું. "

" તો પછી હું તમારી સાથે કેમ ન આવું ? "

" ના, હમણાં નહિ; કિન્તુ હું જ્યારે વાંસળી વગાડું, ત્યારે તુરત તું મકાનની અંદર આવજે. આગળથી જઇને તપાસ કર્યા વિના તને એકાએક લઈ જઈને વિપત્તિમાં નાંખવાને હું ઇચ્છતો નથી. "

"સારૂં, ત્યારે ઝટ જાઓ."

સંજીવચંદ્રે બહુ જ ચાલાકીથી તે મકાનની અંદર પ્રવેશ કર્યો; દ્વાર ખુલ્લું હતું, તેથી તેને કશી અડચણુ નડી નહિ. કોઇનો એક શબ્દ પણુ સાંભળવામાં આવતો નહોતો. દુર્ગાદેવીના મંદિરમાં જોયું તો ત્યાં કોઈ પણુ નહોતું—સઘળું શાન્ત હતું; મકાનમાં પણુ કોઈ છે એમ જણાતું નહોતું. સઘળી ઓરડીઓમાં ફરી ફરીને તપાસ કરી તો જણાયું કે પાપિષ્ઠો પલાયન કરી ગયા છે. મનમાં અત્યંત ખુશ થઇને વાંસળીનો અવાજ કર્યો, કિન્તુ પરિમલ આવી નહિ. પુનઃ વાંસળી બજાવી—તોપણુ તે આવી નહિ.

સંજીવચંદ્ર ઘણો ભય પામી ગયો. ત્યારે શું પરિમલદેવીને બારવટીઆઓ ઉપાડી ગયા ? એકની શોધમાં બીજી ગુમાવી ? મારા ધારવા પ્રમાણે પાપિષ્ઠો મકાન છોડીને વનની અંદર રહ્યા હશે—અરેરે ! કેવું સત્યાનાશ વાળ્યું ? સંજીવચંદ્ર અતિશય અધીરો બની જઈને આ પ્રમાણે વિચાર કરતો કરતો પરિમલદેવીની શોધ કરવા નીકળી પડ્યો. જે સ્થળે તેને ઉભી રાખવામાં આવી હતી, ત્યાં આવીને તેણે જોયું તો કોઇ નથી. ભય ક્રમે ક્રમે વધવા લાગ્યો. પશ્ચિમ દિશા તરફથી પાણીની સુસવાટીનો અવાજ તેના સાંભળવામાં આવ્યો; તે દિશા લક્ષમાં રાખીને તે ચાલ્યો. થોડેક દૂર જઇને જોયું કે ત્યાં ઉગી નીકળેલું મોટું મોટું ઘાસ કોઈના ચાલવાથી નીચું બેસી ગયું છે. સંજીવચંદ્રે જાણ્યું કે આ ઘાસ ઉપર થઇને હમણાં કોઇ ગયું લાગે છે. ઘાસ ઉપર પડેલાં તે પગલાં લક્ષમાં રાખીને તે ચાલવા લાગ્યો. છેવટે એક તળાવ તેના જોવામાં આવ્યું, તેનું પાણી ઘાસ અને પાંદડાં અંદર સડી જવાથી દુર્ગંધ મારતું હતું; તે તળાવમાં પરિમલદેવી ડુબકાં ખાય છે ! એક વાર નીચે ગઇ; પાછી ઉપર આવી. સંજીવચંદ્ર

આ દૃશ્ય જોઈને પ્રથમ તો સ્તબ્ધ બની ગયો, પછી તુરત જ શરીર ઉપર પહેરેલો કોટ ઝટ દઈને કહાડી નાંખીને તે પાણીમાં કૂદી પડ્યો અને પરિમલના ખુલ્લા કેશ પકડીને તેને કિનારાપર ખેંચી લાવ્યો. કેટલીક ક્ષણ પછી તેણે કહ્યું: "આ શું, તું આત્મહત્યા કરતી હતી ?"

પરિમલદેવી બોલી: "મને તો હવે મરવું જ પસંદ છે, તમે શા-માટે મને ઉપર ખેંચી લાવ્યા ?"

સંજીવચંદ્ર—એમ કેમ બોલે છે ?

પરિમલદેવી—એ વાત તમને શું કહું ? કહેવાને ઇચ્છતી પણ નથી.

સંજીવચંદ્ર—ત્યારે શું તેં મને જૂઠી વાત કહીને સમજાવી દીધો ? તું જ દૂષિત છે ? વિમળાના ખૂનમાં શું તારો કાંઇ અપરાધ છે ?

પરિમલદેવી—ના ના-કશો નહિ. મારૂં નસીબ બહુ મંદ છે, આવું ખરાબ નસીબ કોઇનું હશે નહિ. બાલ્યાવસ્થામાં માબાપ ગુમાવ્યાં. મારાં દુર્ભાગ્યે તેઓ તો મરી ગયાં પણ આ એક વિમળા હતી—તે પણ મને છોડીને ચાલી ગઈ હવે રહ્યું શું ? તેનું મોત—વળી તે મોતનો સંદેહ પણ મારે માથે આવી પડ્યો—આવું મારૂં દુર્ભાગ્ય છે ! હવે જીવ ક્યાંસુધી સહન કરી શકે ? એક તો વિમળા માટે મારો પ્રાણ બહાર નીકળી જાય છે. તેના ઉપર વારંવાર આટલો બધો અણ-વિશ્વાસ—આટલો બધો સંદેહ—આટલો બધો અનર્થ—આટલી બધી વિપત્તિ, એ સઘળું સહન કરવા કરતાં મરવું સારૂં છે."

"જો કદિ તારી બહેન વિમળા જીવતી હોય તો ?"

"તમે શું બોલો છો ? હમણાં જ તમે તેનું શબ મને બતાવ-વાનું કહેતા હતા અને અત્યારે વળી કહો છો કે વિમળા જીવતી છે ?"

"મેં તો તને કહ્યું નથી કે વિમળા મરી ગઈ છે."

"વારૂ, ત્યારે અત્યારે મને નક્કી કહો જોઇએ કે વિમળા જીવતી છે કે મરી ગઈ છે ?"

"હું તો તને પ્રથમથીજ કહેતો આવ્યો છું કે વિમળા જીવતી છે અને તેનો જેમ બને તેમ ઉદ્ધાર કરવાનો હું પ્રયત્ન કર્યા કરૂં છું, વિમળાનો ઉદ્ધાર કરવો એ મારો મુખ્ય મંત્ર છે."

પરિમલદેવીનું ઉદાસ મ્હોં એકાએક પ્રફુલ્લ થઇ ઉઠયું. ધીમે ધીમે ઉઠીને સંજીવચંદ્રનો હાથ પકડીને પરિમલ બોલીઃ "ઇશ્વરની પાસે હું પ્રાર્થના કરૂં છું કે તે તમારી મનકામના પૂરી કરે. આપ મને પ્રાણદાન આપો—આપની વાતથી મારા મનમાં આશાનો સંચાર થયો છે."

"હવે તું ઘેર પાછી જા."

"ના, હું આપની સાથે રહેવાને ઇચ્છું છું."

"ભીનાં કપડાં હોવાથી શરીરમાં શરદી લાગી જાય. (કેટલીક વાર વિચાર કર્યા પછી) સારૂં ચાલ ત્યારે."

# પ્રકરણ ૨૮ મું.

## કશું પણ નથી.

સંજીવચંદ્રે જે ઓરડાની અંદર આયનામાં પરિમલદેવીની પ્રતિછાયા જોઈ હતી, તે ઓરડો ભીનાં લુગડાં પહેરેલી પરિમલદેવીને બતાવીને કહ્યું: "આ ઓરડામાં જઇને તું ભીનાં કપડાં કહાડી આવ—ત્યાં એક બે સૂકાં કપડાં આ તરફના ખૂણામાં પડયાં છે, તે પહેરજે."

પરિમલદેવીએ તે ઓરડાની અંદર પ્રવેશ કર્યો. સંજીવચંદ્ર તેની રાહ જોઇને ઓરડાનાં દ્વારમાં ઉભો રહ્યો. એવામાં ઓરડાની અંદરથી

પરિમલદેવી એકાએક મોટા અવાજથી રડવા લાગી. સંજીવચંદ્રે ચમકી જઈને ઓરડાની અંદર પ્રવેશ કરીને જોયું તો પરિમલદેવી ઓરડાને ભોંયતળીએ લોટી પડીને મોટા અવાજથી રડી રહી છે. તેને ઉંચકી લઇને જોયું તો એક લોહીવાળું બદન બે હાથે તેની છાતીમાં દાબી રાખ્યું છે; તે જોઇને સંજીવચંદ્ર બોલ્યો: "છાની રહે, ચૂપ રહે, શું થયું છે તે તો કહે ?"

પરિમલદેવી—આ જુઓ, વિમળાની ચોળી છે—વિમળાના લગ્નની ચોળી છે. લગ્નને દિવસે દુષ્ટોએ તે બિચારીને મારી નાંખી છે !

સંજીવચંદ્ર—કોણે કહ્યું કે વિમળાને મારી નાંખી છે ? મેં આ ચોળી તારી પહેલાં ઘણી વારે જોઈ છે. આ ચોળીથી વિમળા જીવતી છે એમ સાબિત થાય છે.

પરિમલદેવી—અરેરે ! આ તો લોહીલોહાણુ થઇ રહેલી છે—વિમળા હવે ક્યાંથી જીવતી હોય ? દુષ્ટોએ સત્યાનાશ વાળી નાખ્યું !

સંજીવચંદ્ર—લોહીલોહાણુ થઈ રહેલી છે, તોપણ મારૂં કહેવું માન. તે જીવતી છે, તું શાન્ત થા.

પરિમલદેવી—ઓ બાપરે ! આ જુઓ, ચોળીની અંદર છાતીને ઠેકાણે છરાનો ઘા વાગેલો છે. હું તમારી કોઇ પણ વાત સાંભળવાને ઇચ્છતી નથી—વિમળાને નક્કી દુષ્ટોએ મારી નાંખી છે.

સંજીવચંદ્ર—હું જે કહું છું, તે ધ્યાન દઇને સાંભળ. મને પૂર્ણ વિશ્વાસ છે કે વિમળા જીવતી છે.

પરિમલદેવી તેની મોટી બંને આંખો વિકસાવીને એક વાર સંજીવચંદ્રના મુખ સામે અને એક વાર તે લોહીથી ખરડાએલી ચોળી તરફ જોવા લાગી. સંજીવચંદ્રે કહ્યું: "કપડાં બદલાવી નાંખ, પ્રભાત થવાને હવે વધારે વાર નથી; થોડા સમયની અંદર મારે હજી અનેક

કામો કરવાનાં છે. તું જલ્દી જોઈશ કે વિમળા જીવતી છે. ચાલ ઉઠ, મારી સાથે આવ."

તુર્ત જ પરિમલદેવી સૂકાં કપડાં પહેરીને ઓરડાની અંદરથી બહાર નીકળી. જે ગુપ્તગૃહની અંદર કોઇ રમણીનું શબ જોયું હતું, તે ગૃહ તરફ સંજીવચંદ્ર પરિમલને સાથે લઈને ચાલવા લાગ્યો.

તે ગુપ્તગૃહના દ્વારની પાસે આવીને સંજીવચંદ્રે કહ્યુંઃ "પરિમલ, તું ભય પામીને બૂમો પાડી ઉઠીશ નહિ. આપણું કામ અત્યારે તારી દૃઢતા ઉપર અવલંબી રહ્યું છે."

"નહિ બૂમો પાડું—ભય પણ નહિ પામું."

"તને હું હમણાં એક ભયાનક વસ્તુ બતાવીશ કે જે તેં તારી જીંદગીમાં કદિ પણ જોઇ નહિ હોય."

"બતાવોને હું તેયાર છું, પણ પ્રથમ મને ખુલ્લે ખુલ્લું જણાવી દેજો."

"જે મુડદું તને બતાવવાનું હું કહું છું—"

તેને બોલતો અટકાવીને પરિમલ વચમાં બોલી ઉઠીઃ "કોનું મુડદું ? વિમળાનું ?"

"તે કોનું છે, તેનો નિર્ણય તું કરજે. મેં વિમળાને કદિ જોઇ નથી."

"ના સાહેબ, હું તે જોઈ શકીશ નહિ."

"ત્યારે તું શામાટે અહીં આવી ? વૃથા કષ્ટ સહન કરવાને?"

"ઠીક ત્યારે-તમે—" એટલું કહીને પરિમલ અટકી ગઈ.

"બોલ, શું કહેવાને ઇચ્છે છે ?"

"આપના ધ્યાનમાં આવે તેમ બોલો; કિન્તુ જો તે શબ વિમળાનું છે, એમ તમને લાગતું હોય, તો મને ક્ષમા કરો."

"તે શબ વિમળાનું હોવાનો મને બિલકુલ ભરોંસો નથી."

"સારૂં ત્યારે, મને બતાવો."

"બૂમો પાડી નહિ ઉઠ કે?"

"જો કદિ તે વિમળાનું શબ નહિ હોય, તો હું બૂમો પાડી ઉઠીશ નહિ; કિન્તુ જો તે વિમળાનું હશે, તો હું તે જોતાં વાર જ મરી જઇશ-તે જોઇને હું કદી જીવતી રહીશ નહિ."

તે ગુપ્તગૃહનું દ્વાર ખુલ્લું કરીને સંજીવચંદ્રે કહ્યું: "મારી સાથે આવ."

* * * * *

પરિમલદેવી ઘરની અંદર પડેલાં માણસોનાં હાડકાં અને તે હાડકાં વચ્ચે પડેલી લાકડાની પેટી જોઇને બે પગલાં પાછી હઠી ગઈ. તે બોલી: "મને ક્ષમા કરો—હું કદિ મારી આંખો સામે તે દૃશ્ય જોઈ શકીશ નહિ."

"ના, હવે તેમ થાય નહિ—ત્યારે આટલે દૂર આવી શામાટે?"

એમ કહીને સંજીવચંદ્રે પરિમલદેવીનો હાથ પકડીને—ખેંચીને દાદર નીચે ઉતારી અને ઉતાવળે હાથે પેટીનું ઢાંકણ ઉંચું કર્યું. અંદર જુએ છે, તો પેટી ખાલી પડી છે! તેની અંદર કશું પણ નથી!

## પ્રકરણ ૨૯ મું.

### ફાટેલો પત્ર.

સંજીવચંદ્ર અત્યંત વિસ્મય પામીને બોલ્યો: "આ શું?"

પરિમલદેવીએ પૂછ્યું: "કેમ, શું થયું છે?"

"જે થવાનું હતું તે થઇ ચૂક્યું છે—દુષ્ટો લાસ લઇને ન્હાસી ગયા છે."

" ત્યારે હવે શું થશે ? "

" વળી મારે બાવીસ હાથ ઉંડા પાણીમાં ઉતરવું પડશે; કિન્તુ તેઓ મારા હાથમાંથી બચી શકશે નહિ, એ નક્કી જાણજે. તારી બ્હેનનું ખૂન કરનારાઓને પકડવા માટે હું પ્રાણપણે પ્રયત્ન કરીશ. જોઉં છું કે મારે હજી ક્યાંસુધી રમત રમવી પડે છે. "

" જે શબ આ પેટીમાં હતું, તે શું મારી બ્હેન વિમળાનું હતું એમ તમે અનુમાન કરો છો ? "

" હા, હવે એમ અનુમાન કરવામાં આવે છે ખરૂં. "

" અરેરે ! ત્યારે હવે શું થશે ? એ વિમળા–દુર્ભાગી– "

" હજી એક આશા છે–અધીરી થા નહિ. મારી સાથે ચાલ. "

પ્રથમ જે ઉત્તર દિશા તરફના ઓરડામાંથી કોઈ રમણીનો અસ્ફુટ રડવાનો અવાજ સાંભળવામાં આવ્યો હતો, તે દિશા તરફ સંજીવચંદ્ર પરિમલને સાથે લઈને ચાલ્યો. પરિમલદેવીને બહાર ઉભી રહેવાનું કહીને તેણે ઓરડાની અંદર પ્રવેશ કર્યો. ઓરડાની અંદર અત્યારે કોઈ પણ નહોતું. પરિમલદેવી બહાર રાહ જોવા લાગી.

થોડી વાર પછી સંજીવચંદ્ર હાસ્યયુક્ત વદને બહાર આવ્યો અને બોલવા લાગ્યોઃ " વિમળા જીવતી છે–નક્કી જીવતી છે. "

" શા ઉપરથી આપે જાણ્યું ? "

" આ જો. " કેશનો એક ગુચ્છો તેના હાથમાં આપીને બોલ્યોઃ " આ કોના વાળ છે ? "

" આ તો વિમળાના છે–નક્કી વિમળાના છે ! "

" શાથી જાણ્યું કે તે વિમળાના છે ? "

" હું બરાબર ઓળખું છું–વિમળાના વાળ આવડા મોટા હતા–તે બહુ કાળા નહોતા–સહેજ રતાશ પડતા હતા, હું રોજ તેનો

ચોટલો ઓળીને બાંધતી હતી. તેથી હું નક્કી કહું છું કે આ વાળ વિમળાના છે."

"તો નક્કી તારી બ્હેન પાછી મળશે."

"તમને આ વાળ કયાંથી જડ્યા?"

"આ ઘરની અંદર પડયા હતા."

"ત્યારે આપ જે મૃતદેહની વાત કરો છો—તે કોનો હશે?"

"એ વાત હવે છોડી દે-એનું કશું પ્રયોજન નથી."

"આપે કેવી રીતે નક્કી કર્યું કે વિમળાનું મૃત્યુ થયું નથી?"

"હું તને ખાત્રીપૂર્વક કહું છું કે આ વાળ કોઈ મરી ગએલી બાલિકાના નથી. વળી વધારામાં એટલું પણ કહું છું કે જેના આ વાળ છે, તે ઓછામાં ઓછા છત્રીસ કલાક પહેલાં જીવતી હતી."

"આપે કેવી રીતે એટલું બધું અનુમાન કર્યું? હું તો કશું સમજી શકતી નથી."

"આ જો." એમ કહીને એક ફાટેલો પત્ર પરિમલદેવીના હાથમાં આપ્યો.

"આ વળી શું?"

"એ તારી બ્હેન જીવતી છે, તેનો એક વિશેષ પુરાવો."

પરિમલદેવી તે ફાટેલા કાગળ તરફ જોઇને તેના બંને નયનો વિસ્મયપૂર્વક વિકસાવીને બોલી: "આ વિમળાના હાથનો લખેલો છે."

વળી તે બોલ્યો: "હું જાણું છું. તારી પાસે પ્રતિજ્ઞા લઈને કહું છું કે હું કાલે અથવા કાલ નહિ તો પરમ દિવસે અવશ્ય વિમળાને લાવીને તારી પાસે હાજર કરીશ. વારૂ, વાંચ જોઉં શું લખ્યું છે કાગળમાં."

પરિમલદેવી પત્ર વાંચવા લાગી. પત્ર એક બે જગાએથી ફાટી ગયો હતો, તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

......ર્ગા માતા......

......હાય......

......શનિવાર......

......પુત્રી વત્સલ પિતાજી......

......હું એક મોટા સંકટમાં આવી પડી છું. એ......

......એક પડી ભાંગેલા મકાનમાં કેદમાં પૂરી છે,......

...બહુ દુઃખ આપે છે, હું જાણતી નથી કે તેની શી મતલબ...

...તો મને મારી નાંખશે, મને ઘણો ભય દેખાડે છે અને...

......હું ઘણી અભાગિણી છું, ક્યાંય જઇ શકતી નથી......

......તમે કોઈ પણ પ્રકારે મને અહીંથી......

......હું હવે વધારે દિવસ જીવી શકીશ ન......

......જેમ બને તેમ જલ્દી મારો ઉદ્ધાર ક......

......આ સ્થળેથી......

......જો તમારાથી ન બ......

......હું તમને જોઈ શકીશ નહિ......

......તમે મને જોઇ શકશો નહિ......

......તમારી કમનસીબ પુત્રી......

"વિમળા."

પરિમલદેવી વારંવાર તે પત્ર વાંચવા લાગી. સંજીવચંદ્ર બોલ્યો: "હવે ચાલ જઈએ, સ્હવાર થવા આવ્યું છે. મારે હજી ઘણાં કામ કરવાનાં છે."

"હવે તમે શું કરશો ?"

"મારે હવે પત્તો મેળવવો છે કે તે લુચ્ચાઓ વિમળાને ક્યાં લઇ ગયા છે—તેઓ પણ ક્યાં ગયા છે ?"

"અત્યારસુધીમાં તેઓએ વિમળાને મારી તો નહિ નાંખી હોય ?"

"ના—ના, તેઓ જાણે છે કે મેં તેમનો પિછો પકડ્યો છે, હવે તેઓ એટલી બધી હિંમત કરી શકે નહિ-પ્રાણનો ભય સઘળાને હોય છે, ચાલ તને ઘેર મૂકી આવું."

બંને જણાં ત્યાંથી બહાર નીકળીને પશ્ચિમ દિશા તરફ ચાલવા લાગ્યાં.

## પ્રકરણ ૩૦ મું.

### પ્રભાતમાં.

દિનનાથ છાયાદેવીને સાથે લઈને સૂર્યલોકમાં એક શય્યામાં નિદ્રા લે છે. રાત્રિનો કેટલોક સમય નાના પ્રકારની વાતચીતમાં ગાળેલો હોવાથી અત્યારે બંને જણાં ઘોર નિદ્રામાં સૂતાં છે. નલિનીની દાસી ઉષા ધીરે ધીરે તે ઘરમાં પ્રવેશ કરીને દિનનાથને અસ્ફુટ સ્વરે બોલાવીને તેના શરીરને હચમચાવવા લાગી જેને તે બોલાવતી હતી, તે ઉઠયા નહિ, કિન્તુ તેની પહેલાં છાયાદેવી જાગી ઉઠી. તે ઉષાને પોતાના ઘરમાં આવેલી જોઈને એકાએક ક્રોધાયમાન થઈને બોલી: "અભાગિની ! તું અત્યારમાં અહીં કેમ આવી ? તને શરમ નથી કે અમે સૂતાં છીએ, ત્યાં તું નિર્લજ્જ બનીને મારા પ્રાણનાથને ઉઠાડવા આવી છે ?"

એટલામાં ભરનિદ્રામાં સૂતેલા દિનનાથના વાંસામાં બળપૂર્વક એક ધક્કો મારીને ઉષા શયનભવનમાંથી બહાર નીકળી ગઇ.

છાયાદેવીના ક્રોધરૂપી અગ્નિમાં ઘીની આહુતિ પડી. તે ઉષાદેવીને પ્રહાર કરવા માટે તેની પાછળ દોડી. કેટલેક દૂર જઈને તે પાછી આવી. ઉષાને પકડી શકી નહિ. ઉષા તેને પાછી ફરતી જોઈને મંદ હસીને પૃથ્વી તરફ ચાલતી થઈ.

ઉષાના બળપૂર્વક મારેલા ધક્કાથી અને ઉભયના કલરવથી દિનનાથની નિદ્રા ભાંગી ગઈ. તે શય્યાનો ત્યાગ કરીને-ઉઠી ઉભા થઇને નલિનીની પાસે જવા માટે શૃંગાર સજવા લાગ્યા. શૃંગાર પૂરો સજી રહ્યા નહિ એટલામાં તો ગુસ્સામાં હાંફતી હાંફતી છાયાદેવીએ તે ઘરમાં પ્રવેશ કર્યો. તે બોલીઃ " આજે હું તમને કોઈ પણ રીતે જવા દઈશ નહિ. "

દિનનાથ—મારો કાંઇ અપરાધ ?

છાયાદેવી—હવે શૃંગાર સજો નહિ-ધારણ કરેલો સઘળો પોષાક કહાડી નાંખો. આજે જો તમે મને છોડી જશો, તો હું નક્કી આત્મઘાત કરીને મરીશ. આજે હું તમને કદિ પણ જવા દેવાની નથી.

વાત કરતાં કરતાં દિનનાથે સઘળો પોષાક ધારણ કરીને કહ્યુંઃ " એ તારૂં કહેવું અન્યાયભરેલું છે-હું શું દિવસ રાત્રી તારી પાસે જ રહું ? મારે શું બીજું કાંઈ કામ નથી ? "

છાયાદેવી વધારે રોષે ભરાઈને બોલીઃ " જે કામ છે, તે બધું તમારે નલિનીની પાસે જ કામ છે ? તમે આખો દહાડો તેની પાસે જ બેસી રહો છો ? "

દિનનાથ—સઘળે સ્થળે નજર રાખવી જોઇએ. નલિની પણ જ્યારે હું તારી પાસે આવું છું, ત્યારે ઘણું રડે છે, તેથી શું હું તેનું કહેવું કાને ધરૂં છું ?

છાયાદેવી—તેનું કહેવું કાને ધરીને તમે શું મને છોડી દેવાને

ઇચ્છો છો ? આજે તમે કદિ પણ જઈ શકશો નહિ. હું જવા દઈશ પણ નહિ. આજકાલ નલિની ઉપર બહુ પ્રેમ રાખો છો. પહેલાં તો ઝટપટ પાછા આવતા, પરંતુ હાલમાં તો રોજ સવારમાં વહેલા જાઓ છો અને મોડા મોડા આવો છો; તમે ધાર્યું છે શું ?

એમ બોલીને છાયા પોતાના વસ્ત્રના છેડાવડે દિનનાથના બંને પગ બાંધીને દ્વારની સામે બેસી ગઈ. દિનનાથે જોયું કે આજે છાયાદેવી બહુ રોષે ભરાઈ છે. તે અનેક રીતે સમજાવવા લાગ્યા; કેટલાક છલનાયુક્ત વાક્યનો પ્રયોગ કરવા લાગ્યા. તેમણે કહ્યુંઃ “ હું તને પ્રાણ કરતાં પણ વધારે વહાલી ગણું છું, આજે વહેલો આવીશ. ”

છાયાદેવીએ કોઈ પણ રીતે માન્યું નહિ, ત્યારે જરા ક્રોધ દર્શાવીને દિનનાથ બોલ્યાઃ “ જો, તું આમ કરીશ તો પરિણામ સારૂં આવશે નહિ. તું તારૂં ભુંડું તારે હાથે કરીને જ કરે છે—રોજ હું અહીં આવું છું, પરંતુ આ વખતે હું હવે પાછો પણ નહિ આવું. ”

છાયાદેવી ક્રોધે ભરાઈને બોલીઃ “ સારૂં, આવશો નહિ. આવવાનું કહે છે જ કોણ ? ક્યાં જશો, તે આવશો નહિ ? ક્યાંય જવું નહિ, તેમ આવવું પણ નહિ—જેવી રીતે બેઠા છો, તેવી જ રીતે બેસી રહો. ”

દિનનાથ પગનું બંધન છોડી નાંખીને ચાલવા લાગ્યા. છાયાદેવીએ ઉઠીને વળી વસ્ત્રનો છેડો તેના પગમાં નાંખવાનો પ્રયાસ કર્યો, કિન્તુ તે પ્રયાસ નિષ્ફળ નીવડ્યો. દિનનાથે ક્રોધે ભરાઇને તેને પગવડે ઠેલી દીધી. છાયાદેવી રડતી રડતી ઉઠીને ઉભી થઈ. દિનનાથ ઘરમાંથી બહાર નીકળવા જાય છે, એટલામાં છાયાદેવી તેના મસ્તકેથી પાઘડી ઉપાડી લઈને બોલવા લાગીઃ “ કહું છું જાઓ નહિ—જાઓ નહિ, મને છોડીને જાઓ નહિ. ”

પોતે ધારણ કરેલો પોષાક છાયાદેવીએ છિન્નવિછિન્ન કરી નાંખવાથી દિનનાથે અગ્નિનુ રૂપ ધારણ કર્યું, ક્રોધથી તેની બંને આંખો લાલચોળ થઈ ગઈ–તે છાયાદેવીનો તિરસ્કાર કરતા કરતા પોતાની પાઘડી તેના હાથમાંથી પાછી ખુંચવી લઇને નલિની પાસે જવા ચાલી નીકળ્યા. એ પ્રમાણે દિનનાથે અવનીપર આવીને જગતને ઉજ્જવલ કરી મૂક્યું. પક્ષીઓએ દિનનાથના આગમનના સમાચાર મનુષ્યોને જણાવવા માટે કિલકિલ અવાજથી આકાશને ગજાવી મૂક્યું ! !

## પ્રકરણ ૩૧ મું.

### મારાઓ.

પરિમલદેવીને સાથે લઇને સંજીવચંદ્ર થોડેક દૂર ગયો એટલામાં વનની અંદરના પશ્ચિમ ભાગમાંથી કોઇના રડવાનો અવાજ સંભળાયો. તે સ્થિર ઉભો રહીને સાંભળવા લાગ્યો.

કેટલીક વાર ઉભા રહ્યા પછી તે બોલ્યોઃ " તું સાંભળી શકે છે ? ઘણે દૂરથી અવાજ આવતો હોય, એમ લાગે છે. ગમે તે હોય, તોપણ મારે એક વાર તે જોવું જોઇએ. તું એકલી ઘેર જા. રસ્તામાં સાવધાન રહેજે. પળેપળે નવી વિપત્તિ ઉભી થાય છે. જો, આ રસ્તો તારા બગીચામાં જઇને ઉભો રહેશે, તે રસ્તે તું સીધી ચાલી જજે. "

સંજીવચંદ્ર પરિમલદેવીને ઘર તરફ મોકલીને તે રડવાનો અવાજ લક્ષમાં રાખીને એકલો ચાલવા લાગ્યો. બહુ દૂર ગયો, તોપણ કશું જોવામાં આવ્યું નહિ. વળી કેટલેક દૂર આગળ જતાં

સામે એક સાંકડી કેડી જોવામાં આવી, તે કેડી ઉત્તર દિશામાંથી દક્ષિણ દિશામાં ગએલી છે. એ કેડીએ થઈને બેહાલા જવાય છે. રસ્તાની ધૂળ ઉપર ઘણા માણસોનાં પગલાં પડેલાં છે. એક સ્થળે થોડું લોહી પણ જામી ગયું છે. તે જોતાં એમ જણાય છે કે તે લોહી હમણાંનું તાજું જ પડેલું છે; વળી તે લોહીની પાસે કેટલાંક પગલાંઓ તે કેડીની ઉત્તર દિશામાંથી ક્રમશઃ દક્ષિણ દિશા તરફ પડતાં આવીને આ સ્થળે પશ્ચિમ દિશામાં અટકી ગયાં છે. સંજીવચંદ્રે તે લોહી તથા પગલાં લક્ષમાં રાખીને પશ્ચિમ બાજુના વનની અંદર પ્રવેશ કર્યો. વનની અંદર પણ ઠેકાણે ઠેકાણે લોહીના ડાઘ પડેલા નજરે પડ્યા. તે જોઇને સંજીવચંદ્ર ઉતાવળે ચાલવા લાગ્યો. ઘણે દૂર આગળ ગયા પછી કેટલાક માણસોનો ઘોંઘાટ તેના સાંભળવામાં આવ્યો. ધીમે ધીમે તે પાસેની એક ઘાચ ઝાડીમાં પેઠો. તે ઝાડીની અંદરથી જે દેખાવ તેની નજરે પડ્યો, તેથી તે થોડી વારસુધી તો સ્તંભિત બની ગયો. દસ દીર્ઘાકૃતિવાળા મારાઓ અરસપરસ વાદવિવાદ કરે છે. દરેકના હાથમાં મોટી મોટી ડાંગો તથા છરાઓ છે. સઘળા જાતે મુસલમાન છે. તેઓની વચ્ચે ધૂળમાં લોહીલોહાણ થઈ ગએલો અને હાથપગ બાંધેલો દેવીદાસ ઝાડની નીચે મરણતોલ બની જઈને પડ્યો છે.

મારાઓમાંનો એક જણ બોલ્યોઃ “ રૂપિયા પહેલા લેવા, ત્યાર–પછી કામ પૂરૂં કરવું. કેમ રહીમ! તમારો શો મત છે ? ”

રહીમ બોલ્યોઃ “ હા, સાળાનો વિશ્વાસ શો ? કામ પૂરૂં થયા પછી કોણ રૂપિયા આપે ? શું કાંઈ કામ ઓછી મહેનતનું છે ? ”

તેઓમાંથી એક બીજો જણ બોલ્યોઃ “ રૂપિયા તેનો બાપ આપશે. જો તે નહિ આપે તો બેટાને જાનથી મારી નાખીશું. આપ-

તુને છેતરે એવો કોણ સાળો છે ! ઠુનુયાને સઘળા ઓળખે છે. આને અત્યારે મારી નાંખવાથી કામ પૂરૂં થશે."

પ્રથમનો મારો બોલ્યોઃ "નારે ના, તુંએ બહુ ડાહ્યો છે ને શું ? પહેલા રૂપિયા લેવા છે, ત્યારપછી કામ પૂરૂં કરવામાં શી વાર લાગવાની હતી ? પારકાના હાથમાં સપડાવાનું કારણ શું ? જો કદિ તે રૂપિયા ન આપે, તો તમે બધા શું કરો, કહો જોઉં ?"

ઠુનુયા બોલ્યોઃ "તો સઘળા બેટાને ફતેહપુર મોકલાવી આપું."

પ્રથમનો મારો બોલ્યોઃ "તેમ કરવાથી શું વળે ! રૂપિયા તો હાથમાં આવે નહિ ના ! તમે બધા મળીને જાઓ અને રૂપિયા લઈ આવો. એમનામાંથી એક જણને સાથે લેતા આવજો. તેમની રૂબરૂમાં જ કામ પૂરૂં કરી નાંખીશું. હું અહીં ઉભો છું, તમે સઘળા જાઓ; ભાઈ અબદુલ! તમે જાઓ, હું અહીં છું. જો વિલંબ કરશો તો તેને અહીં સાથે લાવી શકાશે નહિ, કારણકે અજવાળું થઇ ગયું છે અને રસ્તાપર માણસની આવ જા થવા લાગી છે."

તેના કહેવા મુજબ સઘળા મારાઓ પૂર્વ દિશામાં ચાલ્યા ગયા. પેલો એકલો બેસી રહ્યો.

સંજીવચંદ્રે જાણ્યું કે અત્યારે બે મનુષ્યોનો પ્રાણ મારા ઉપર અવલંબી રહ્યો છે—એક ગુમ થયેલી વિમળાનો અને બીજો આ કમનસીબ દેવીદાસનો. તેણે ધીમે ધીમે ઝાડીમાંથી બહાર નીકળીને પાછળથી તે મારાનું ગળું જોરથી દબાવીને પકડ્યું. પછી સંજીવચંદ્રે તેને ઘાસ ઉપર સૂવરાવીને પોતાના દુપટ્ટાવતી તેના હાથ પગ અને મ્હોં બાંધ્યાં. વળી તેની સાથે એક બે પાદપ્રહાર પણ કરવાનું તે ચૂક્યો નહિ.

પછી તેણે દેવીદાસનાં બંધન છોડી નાંખ્યાં. દેવીદાસ સંજીવચંદ્રને આવી વિપત્તિને સમયે પોતાની રક્ષા કરતો જોઇને સેંકડો

ધન્યવાદ તથા કૃતજ્ઞતા જણાવવા લાગ્યો.

સંજીવચંદ્ર બોલ્યો: "હજી વધારે વિપત્તિ આવી પડવાનો સંભવ છે, તેથી વિલંબ નહિ કરતાં મારી સાથે ચાલો."

બંને જણા દક્ષિણ દિશા તરફ ચાલવા લાગ્યા.

કેટલેક દૂર આગળ ગયા પછી દેવીદાસ બોલ્યો: "આ લોકોને પકડવાનો ઉપાય શો ?"

સંજીવચંદ્ર—તે સમય અત્યારે નથી.

દેવીદાસ—ત્યારે શું તેઓને અહીં જ છોડી દેવા?

સંજીવચંદ્ર—હા, અત્યારે તો એમ જ કરવું પડશે. અત્યારે મારે એક બીજું અગત્યનું કાર્ય કરવાનું છે. દેવીદાસ બાપુ, આપની વિમળા જીવતી છે.

દેવીદાસ વિસ્મય પામીને બોલ્યો: "હેં! શું કહો છો?"

સંજીવચંદ્ર—હા, સત્ય કહું છું. મને તેની ખાતરી મળી ગઈ છે.

દેવીદાસ—સાહેબ, આપનો મારા પર મોટો ઉપકાર થયો છે. જો આપ ન આવ્યા હોત તો હું આ લોકના હાથમાંથી કદિ બચવા પામત નહિ.

સંજીવચંદ્ર—હવે એ વાત મૂકી દો, મારૂં જે મુખ્ય કર્તવ્ય છે, તે કરવા દો.

દેવીદાસ—આ સઘળા મારાઓને પકડવાનો શો ઉપાય કરીશું?

સંજીવચંદ્ર—એ લોકોને પકડવાની એટલી બધી જરૂર નથી. તેઓએ માત્ર રૂપિઆની લાલચથી જ આ ભયંકર કાર્ય માથે લીધું હતું. અત્યારે તો વિમળાની શોધ કરવાની જ જરૂર છે.

દેવીદાસ—તમે શાપરથી કહો છો કે વિમળા જીવતી છે?

સંજીવચંદ્ર—મને તેનાં અનેક પ્રમાણો મળ્યાં છે. તે વાત પછી કહીશ. તમે આ મારાઓના હાથમાં શી રીતે સંપડાયા ?

દેવીદાસ—કાલે સંધ્યાકાળે એક માણસે મારા ઘરમાં આવી મને કહ્યું કે: “તમે જલ્દી ચાલો, આપનો એક મિત્ર અત્યારે મરણ પથારીમાં પડ્યો છે, તે આપને એક વાર મળવાને ઇચ્છે છે.”

સંજીવચંદ્ર—તે કોણ છે, તે તમે તેને પૂછ્યું હતું ? એ લોકોની મંડળીમાં શું કોઈ પણ તમારો મિત્ર છે ?

દેવીદાસ—ના, ના, મેં તેનું નામ પૂછ્યું, ત્યારે તેણે આપનું નામ આપ્યું.

સંજીચ્ચંદ્ર વિસ્મય પામીને બોલ્યો: “શું ! મારૂં નામ આપ્યું ?”

દેવીદાસ—જી, હા. આપનું નામ.

સંજીવચંદ્ર—પછી તેની સાથે જઈને તમે શું મને પથારીમાં સૂતેલો જોયો હતો ?

દેવીદાસ—હું તેના બોલવાપર વિશ્વાસ રાખીને બહાર નીકળ્યો, કેટલોક રસ્તો કાપ્યો એટલામાં ક્યાંયથી મારાઓના એક ટોળાએ આવી મને ઘેરી લીધો. હું સમજી ગયો કે કાંઇક કપટ છે. મેં તેઓની પાસેથી છૂટવાને અનેક પ્રયત્નો કર્યા, પણ તે સઘળા નિષ્ફળ ગયા. તેઓ મને કેદીની માફક પકડીને આ ઘીચ ઝાડીની અંદર લઇ આવ્યા; આપે તેઓને જોયા હશે. તેઓ સઘળા જાતે મુસલમાન છે. વળી એઓને મુખે સાંભળ્યું કે આપને પણ તેઓ ફાંદામાં ફસાવવાનો પ્રયત્ન કરે છે. આપનું ખૂન કરવાથી તેઓને હજી પણ વધારે ઇનામ મળશે.

સંજીવચંદ્ર—બહુ સારૂં, કિન્તુ મને ફાંદામાં ફસાવતાં પહેલાં તેઓ પોતે જ નક્કી ફસાઇ પડશે. આપના પર જ્યારે એ બધાએ આક્રમણ કર્યું, ત્યારે આપે શું કર્યું ?

દેવીદાસ—હું એકલો શું કરી શકું ? કશું કરી શક્યો નહિ. તેઓ દસ-બાર જણા હતા, તે દરેકના હાથમાં એકેકી મોટી ડાંગ અને એકેકો છરો હતો; તેથી મારે સહજમાં તેઓના હાથમાં આત્મસમર્પણ કરવું પડ્યું.

સંજીવચંદ્ર—તમારા કપાળમાં શું વાગ્યું છે ?

દેવીદાસ—ઘણું કરીને તે દુષ્ટોએ કાંઇક વગાડ્યું હોય, એમ લાગે છે; હું જાણી શક્યો નથી.

સંજીવચંદ્ર—તેઓ શું આપનું ખૂન કરવાને ઇચ્છતા હતા ?

દેવીદાસ—હા, જો આપ ન આવ્યા હોત અને આપે મને ન બચાવ્યો હોત, તો અત્યારે તમે મને જીવતો જોઇ શકત નહિ.

એવા સમયમાં મારાઓના ટોળાનો કોલાહલ તેમના સાંભળવામાં આવ્યો. કોલાહલ ધીમે ધીમે સ્પષ્ટ જણાવા લાગ્યો. સંજીવચંદ્ર બોલ્યો: "દેવીદાસ, તમે અત્યારે રામકુમારને ઘેર જાઓ. મારાથી અત્યારે આવી શકાશે નહિ; થોડી વાર પછી હું તમને મળીશ, મારે તમને હજી અનેક વાતો કહેવાની છે."

દેવીદાસ—અત્યારે આપ શું કરશો ? હું આપને આવી વિપત્તિમાં મૂકીને જઇશ નહિ.

સંજીવચંદ્ર—મારી વિપત્તિ મારી પાસે છે-એમાં તમને શી હરકત છે ? તમે નક્કી જાણજો કે જે બીજાને વિપત્તિમાંથી બચાવી શકે, તે પોતાની વિપત્તિમાંથી પોતાનો ઉદ્ધાર પણ કરી શકે.

દેવીદાસ—તે ગમે તેમ હોય, તોપણ અત્યારે તો તમે મારી સાથે ચાલો.

સંજીવચંદ્ર—ના, તેમ થઇ શકે નહિ; આ મારાઓ કોણ છે અને તેઓને અહીં કોણે મોકલ્યા છે, તેનો પત્તો મારે મેળવવો

જોઇએ. અત્યારે મારે જે જે કરવાનું છે, તેની સઘળી ગોઠવણ મેં મનમાં કરી લીધી છે. ચતુરાઇ વાપરીને તેઓમાંના એક જણને તો અત્યારે નક્કી પકડવો જ છે.

દેવીદાસ—આપ એકલા છો અને તેઓ દસ-બાર જણા છે, તેથી તમે તેઓને કશું કરી શકશો નહિ; કેવળ તમારી જાતને વિપત્તિમાં નાંખશો. તમે એકલા છો, માટે હું તમારી સાથે રહેવાને ઇચ્છું છું.

સંજીવચંદ્ર—મારે માટે આપ સાહેબને ભય રાખવાનું કશું પ્રયોજન નથી. હું તેઓના જેવા સેંકડો મારાઓને તણખલાં કરતાં પણ તુચ્છ માનું છું. તમે હવે આ રસ્તે થઇને સત્વર ચાલ્યા જાઓ, તેઓ આપનો પીછો ન પકડી શકે તેમ હું કરીશ.

દેવીદાસ—ના સાહેબ, તેમ કદી થાય નહિ; હું આપને એકલા મૂકીને કદિ જઇશ નહિ—આપની સાથે જ રહીશ.

સંજીવચંદ્ર—તમે મારી સાથે રહેશો, તેમાં મને લાભ થશે નહિ, કિન્તુ નુકસાન જ થશે. હું એકલો રહું તેમાં જ મને લાભ છે.

દેવીદાસ—આપને એકલા મૂકીને હું જવાને બિલકુલ ઇચ્છતો નથી.

સંજીવચંદ્ર--મારી વાત સાંભળો, તમે જલ્દી આ રસ્તે થઇને ઘર તરફ પલાયન કરી જાઓ, નહિતો એક ક્ષણની અંદર આપણે બંને વિપત્તિમાં આવી પડીશું; પછી બચી શકીશું નહિ. જલ્દી જાઓ, હું મારૂં કાર્ય પૂરૂં કરીને હમણાં આવું છું.

દેવીદાસને આગ્રહ કરીને ઘર તરફ મોકલ્યો.

દેવીદાસ ચાલતો થયો એટલામાં સંજીવચંદ્ર બોલ્યોઃ " મને તમારૂં અંગરખું પહેરવા જોઇએ છે. "

શરીર ઉપરથી અંગરખું ઉતારતાં ઉતારતાં દેવીદાસ બોલ્યો: "આ લોહીલોહાણ થએલા અંગરખાને તમે શું કરશો ?"

દેવીદાસનું અંગરખું પહેરીને સંજીવચંદ્ર બોલ્યો: "મારે તેનું કામ છે."

# પ્રકરણ ૩૨ મું.

## દુનુયા.

દેવીદાસ ચાલ્યા ગયા પછી સંજીવચંદ્ર પૂર્વ દિશા તરફ આગળ ચાલ્યો. થોડી વારમાં તેના જોવામાં આવ્યું કે મારાઓ પોતાની પાછળ દોડયા આવે છે. તેઓ સંખ્યામાં પહેલા કરતાં ચાર ઓછા છે. જેને પોતે બાંધી મૂકીને આવ્યો હતો, તે માણસ પણ તેઓની સાથે છે.

સંજીવચંદ્ર ચિત્કાર કરતો કરતો એકદમ દોડયો. દૂરથી મારાઓ પણ સંજીવચંદ્રને તેઓનો શિકાર દેવીદાસ સમજીને તેની પાછળ ઝડપથી દોડવા લાગ્યા. સંજીવચંદ્રે જાણ્યું કે પોતાની ધારણા પાર પડવાનો સમય હવે આવી લાગ્યો છે.

મારાઓમાંનો એક જણ સર્વના કરતાં વધારે દોડી શકતો હતો. તે તેના સાથીઓને પાછળ મૂકીને દોડયો. સંજીવચંદ્ર તીરવેગે દોડવા લાગ્યો. તેણે પોતાની ગતિ પ્રથમના કરતાં બમણી ઉતાવળી કરી. દોડતાં દોડતાં ચંડીતલાની પૂર્વ બાજુના અરણ્યમાં પ્રવેશ કર્યો.

જે તળાવમાં પરિમલદેવી આત્મહત્યા કરવાને ડૂબી ગઈ હતી. તે તળાવની ચોમેર ધીચ ઝાડી આવી રહી હતી. તે ઝાડીમાં માત્ર એક જણ જ ચાલી શકે એવી સાંકડી એક કેડી છે. સંજીવચંદ્ર તે કેડીએ

દોડવા લાગ્યો. તે સ્થળે મારાઓ એકી સાથે ભેગા દોડી નહિ શકવાથી એક પછી એક દોડવા લાગ્યા. સંજીવચંદ્ર બહુ જ સારો લાગ મળેલો જોઇને મારાઓને થકવી નાંખવાના ઉદ્દેશથી ધીમે ધીમે પૂર્વ દિશામાં ઉભો રહેવા લાગ્યો. મારાઓમાંનો એક જણ ઘણી ઝડપથી આગળ દોડયો આવતો હતો, તેનું નામ ટુનુયા હતું. તે ટુનુયાને પકડવા માટે તેણે આ ચતુરાઈ યોજી હતી.

પ્રથમથી જ ટુનુયાના સાથીઓ ઘણે દૂર પાછળ રહી ગયા હતા. હવે તેઓ થાકી જવાથી આગળ નહિ દોડતાં ટુનુયા ઉપર સઘળો આધાર રાખીને તળાવની પાળપર બેસી ગયા. ધીમે ધીમે સંજીવચંદ્ર અને ટુનુયા તેઓની દૃષ્ટિમર્યાદાની બહાર જતા રહ્યા.

સંજીવચંદ્રે માત્ર ટુનુયાને પોતાની પાછળ દોડયો આવતો જોઈને પોતાની ગતિ કાંઈક મંદ કરી નાંખી. ટુનુયા તેની પાછળ દસ હાથ છેટે દોડયો આવતો હતો, તે પોતાનો શ્રમ સફળ થએલો જાણીને ખડખડ હસી પડયો. એવા સમયમાં સંજીવચંદ્ર જાણે બહુ થાકી ગયો હોય અને બિલકુલ દોડી શકતો ન હોય, તેમ અવસન્ન થઇને પગલે પગલે પડી જવાની તૈયારીમાં હોય, એવો ભાવ તે જણાવવા લાગ્યો. હવે બે જણા વચ્ચે માત્ર બે હાથનું અંતર રહેલું હોવાથી ટુનુયા છલંગ મારીને લાંબો હાથ કરીને સંજીવચંદ્રને પકડવા ગયો. સંજીવચંદ્ર એકાએક બેસી ગયો. ટુનુયા પોતાનો વેગ એકાએક રોકી નહિ શકવાથી સંજીવચંદ્રને પાછળ મૂકીને આગળ જઈ પડયો. જેવો તેને પકડવા માટે તે પુનઃ પાછો ફરવા જાય છે, એવામાં સંજીવચંદ્રે એકાએક ઉઠી ઉભા થઇને તેના લલાટમાં એવો એક બળપૂર્વક મુષ્ટિપ્રહાર કર્યો, કે તુર્ત જ ચક્કરી ખાઇને એક ભયંકર ચીસ પાડીને જમીનપર પડી ગયો. ચૈતન્ય આવ્યા પછી ટુનુયાએ જોયું કે તેના

હાથમાં હાથકડી જડેલી છે. તેણે હાથ જોઇને જાણ્યું કે જેની પાછળ પાછળ તે આવ્યો હતો, તે દેવીદાસ નહિ, કિન્તુ પોલીસનો માણુસ છે.

સંજીવચંદ્રે કહ્યું: “કહો જોઈએ સાહેબ, નિદ્રા ઉડી ગઈ?”

ટુનુયા—કોણુ જાણુતું હતું કે તમે પોલિસના માણુસ છો? જો તે જાણુવામાં હોત, તો કયો સાળો આટલી બધી તકલીફ લઇને અહીં આવે?

સંજીવચંદ્ર—હવે તો ઓળખો છો કે? શું કરવું છે કહો, હવે તમારી મેળે મારી સાથે તમારે આવવું છે કે નહિ? જો ન આવવું હોય તો હું તમને આ સ્થળે મૂકીને જઉં!

ટુનુયા—મેં આપનો કશો અપરાધ કર્યો નથી, સાહેબ! મને આ સ્થળે છોડી દઇને જાઓ.

સંજીવચંદ્ર તેની પિસ્તોલ બહાર કહાડીને—તેના મ્હોંની તદ્દન પાસે લઇ જઇને બોલ્યો: “બહુ સારૂં, તારા કહેવા પ્રમાણે તને અહીં જ રાખીને જઉં, મારી સાથે તને કષ્ટ ભોગવવા આવવાની જરૂર નથી.”

ટુનુયા ભયભીત કંઠે ચિત્કાર કરીને બોલ્યો: “ના, ના, હું આપની સાથે આવું છું.”

સંજીવચંદ્ર મંદ હાસ્ય કરીને બોલ્યો: “ત્યારે તું હવે અહીં રહેવાને ઇચ્છતો નથી કેમ?”

ટુનુયા—ના—ના.

સંજીવચંદ્ર—ત્યારે મારી સાથે બરાબર ચાલ. જો કદિ ન્હાસી જવાનો પ્રયત્ન કરીશ, તો તને અહીં જ રાખી દઇશ.

ટુનુયા—આપ મને કયાં લઇ જશો? અને શું કરશો?

સંજીવચંદ્ર—મારો પિછો લઈને તું કેમ દોડ્યો હતો, તે તારી પાસેથી જાણવા માટે મેં તને પકડ્યો છે.

ઢુનુયા—કોણ દોડીને ન્હાસી જાય છે, તે જોવાને માટે જ હું આપની પાછળ દોડ્યો હતો.

સંજીવચંદ્ર—વાહ ! સાચું બોલે છે ને શું ? વારૂ, તે વાત પડી રહી, અત્યારે તો મારી સાથે ચાલ.

ઢુનુયા—મને છોડી દો-મેં આપનું કશું બગાડ્યું નથી.

સંજીવચંદ્ર—ના, તેમ કદિ નહિ બને.

ઢુનુયા—આપને પગે લાગું છું-મને દયા લાવીને છોડી મૂકો, સાહેબ.

સંજીવચંદ્ર તેના મ્હોં સામે પિસ્તોલ તાકીને બોલ્યો: " લે, ઉભો રહે છોડી મૂકું છું. "

ઢુનુયા—ના-ના, આપને પગે લાગું.

સંજીવચંદ્ર—ચુપ રહે સુવર, ચુપ રહે.

ઢુનુયા—શામાટે મને પકડી જાઓ છો ? મેં કાંઇ ચોરી કરી નથી-લૂંટફાટ કરી નથી, માત્ર પાછળ દોડ્યો તેથી શું પોલીસના લોકો કેદ કરી શકે ?

સંજીવચંદ્ર—તે હું સઘળું તને મકાનપર જઇને સમજાવીશ જો તું તારૂં સારૂં ઇચ્છતો હોય, તો મારી સાથે ચાલ, નહિતો આ એક પિસ્તોલ ભેગો તું ઠાર થઈ જઇશ. ( પિસ્તોલ બતાવીને. )

ઢુનુયા—ના, સાહેબ ના, આવું છું-આવું છું.



## પ્રકરણ ૩૩ મું.

### પરિમલદેવીનું સૌન્દર્ય.

Here Sita stands, my daughter fair,
The duties of thy life to share;
Take from her father, take thy bride,
Join hand to hand and bliss betide,
A faithful wife, most blest is she,
And as thy shade will fallow thee.

*Grifeith's Ramayan.*

સંજીવચંદ્ર ટુનુયાને સાથે લઈને રામકુમારબાબુના બગીચામાં આવી પહોંચ્યો. ટુનુયાને બગીચાના એક ઝાડના થડ સાથે બાંધીને તે પૂર્વ દિશા તરફ ચાલ્યો.

અત્યારે દિવસ ચઢી ગયો છે. ચારે દિશામાં સૂર્યનો તાપ ફેલાઈ ગયો છે. વરસાદ વરસવાથી વૃક્ષ ઉપરનાં પાંદડાં ધોવાઈ જઈને તેજસ્વી થઈ રહ્યાં છે; તેમાં પ્રભાતના બાલસૂર્યનાં કોમળ કિરણો પડવાથી તે ચકચકિત થઈ રહ્યાં છે અને બગીચાની શોભામાં અનુપમ સૌન્દર્ય અર્પી રહ્યાં છે. બગીચામાં આવેલા તળાવના સુંદર કાચ જેવા સ્વચ્છ પાણીમાં સૂર્યનાં કિરણો પડવાથી એવું મનોરમ દૃશ્ય નજરે પડે છે કે જાણે સ્ફટિકની ભૂમિમાં હીરા જડેલા હોયની!

રામકુમારના બગીચામાં આવેલા તળાવનું પાણી નિર્મળ અને સ્નિગ્ધ હોવાથી ગામના અંદરની ઘણી ખરી સુંદરીઓ પાણી ભરવાને અને સ્નાન કરવાને દિવસમાં બે વખત આવતી અને પોતપોતાના કાર્યમાં એક કલાકને બદલે બે કલાક સમયનો વ્યય કરીને ચાલી

જતી. આજે પણ કેટલીક પ્રમદાઓ જળમાં ઉતરીને સ્નાન કરે છે. તેઓના કાળા ભ્રમર જેવા કેશ જળમાં પડીને સુંદરીના જલમગ્ન કોમળ હાથની સાથે નાચતા નાચતા ક્રીડા કરે છે. સુંદરીઓ તેથી જરા ગુસ્સે થઈને તે ભીંજાએલા કેશને પીઠ ઉપર કબજે રાખવા માટે વારંવાર મથન કરે છે; કિન્તુ આનંદથી ગાંડાતુર બની ગએલા કેશ પાછા પુનઃ જળમાં વિખરાઇ જઇને નૃત્ય કરે છે. કબજે નહિ રહેતા વાળ ઉપર વધારે ગુસ્સે થઈને સુંદરીઓ પ્રતિજ્ઞા કરે છે કે આજ બપોરે તમારી વાત છે—અંબોડો બાંધતી વખતે તમને એવા આસપાસથી બાંધી લેવા કે કેમે કરી છુટા થવા પામો નહિ ! !

પરિમલદેવી ગામની યુવતીઓની સાથે કેડસુધી જળમાં ઉતરીને સ્નાન કરતી હતી. તેની સઘળી સખીઓ તથા સાહેલીઓ તેનું અનુપમ સૌન્દર્ય જોઈને તેના રૂપની અનેક સુખ્યાતિ કરવા લાગી કોઈ બોલતી કે: "પરિમલ તો જાણે દેવલોકની યથાર્થ પરિ જ હોયની ! તેવી સુંદર છે." કોઈ બીજી વળી કહેતી કે: "મનુષ્યને આટલું બધું રૂપ હોય નહિ. એ તો ખરેખર દેવાંગના છે." કોઈ:—"અહા ! તેના શરીરનો રંગ કેવો સુંદર છે ! જાણે દૂધનાં ફીણ હોયની !" કોઈ:—"અહા ! તેનું મુખ પદ્મના જેવું સુંદર છે." કોઈ:—"તેનું નાક કેવું સુંદર છે !" કોઇ:—"તેના બંને ગાલ કેવા સુંદર દેખાય છે ? જાણે ગુલાબનાં બે પુષ્પો બે તરફ ચોંટાડ્યાં હોયની !" કોઈ:—"તેની આંખો કેવી મૃગના જેવી શોભી રહી છે !" કોઈ:—"તેના કાન કેવા નાના છે !" કોઈ:—"તેના બંને ઓષ્ટ કેવા લાલચટક છે ? હું તો દસ પાનનાં બીડાં ખાઉં, તોપણ તેના જેવા મારા ઓષ્ટ થાય નહિ." કોઈ:—"તેના હાથ કેવા સુંદર ગોળ છે !" કોઈ:—"તેની કેડ કેવી પાતળી છે !" કોઇ:—"તેના દાંત કેવા દાડમની કળીઓના જેવા સુંદર દેખાય છે !" પરિમલદેવી હવે

કેટલુંક સાંભળી શકે ? તેઓ પણ હવે કેટલુંક બોલે ? વાચક વર્ગ કેટલુંક વાંચે ? અને લેખિની હવે તેના સૌન્દર્ય વિષે કેટલુંક લખે ? પ્રિય વાચક ! પરિમલદેવીનું સૌન્દર્ય અથાગ હતું; તેનું યથાર્થ વર્ણન કરવાની આ લેખિનીમાં શક્તિ નથી.

પરિમલદેવી જ્યારે સ્નાન કરતી હતી, ત્યારે સંજીવચંદ્ર એક વૃક્ષની પાછળ તેની તરફ જોઇ રહ્યો હતો. ગઈ રાત્રે પરિમલ આત્મઘાત કરવા માટે તળાવના જળમાં પડી હતી તેનું રહસ્ય જાણવા માટે તે જોતો હતો કે પરિમલદેવી તરી જાણે છે કે નહિ. જો તેને તરતાં આવડતું હોય, તો ગઇ રાત્રે તે છળ કરવા માટે જ જળમાં પડી હતી; એમ સમજવું. સંજીવચંદ્ર બહુ વારસુધી રાહ જોઈને ઉભો રહ્યો, કિન્તુ તેને તરતાં અથવા વધારે ઉંડા પાણીમાં ઉતરીને સ્નાન કરતાં જોઇ નહિ. માત્ર કેડસુધી ઉંડા પાણીમાં ઉભી રહીને તેણે પોતાનું કાર્ય સમાપ્ત કર્યું. સંજીવચંદ્રે વિચાર્યું કે જે આટલી બધી ચતુર છે, તે શું આ કામમાં તદ્દન અજ્ઞાત છે ? એમ વિચાર કરતો કરતો તે સ્થળનો ત્યાગ કરીને તે રામકુમાર બાબુને મળવા ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૩૪ મું.

### બે દરોગા.

રામકુમાર બાબુ બે અપરિચિત વ્યક્તિની સાથે બેઠકખાનામાં બેઠા હતા. સંજીવચંદ્રે ત્યાં પ્રવેશ કર્યો, તેને જોઈને રામકુમાર બાબુએ તેની પાસે બેઠેલા બે અપરિચિત માણસોને કહ્યું: " આપ કહેતા હતા, તે આ જ માણસ. "

બંને અપરિચિત માણુસોમાંનો એક જણ એકદમ ઉભો થઇને સંજીવચંદ્રનો હાથ પકડીને બોલ્યોઃ "તમને અત્યારે કેદ કરવામાં આવે છે."

સંજીવચંદ્રના મ્હોંપર કાંઇ પણ ગભરાયાનું ચિન્હ જોવામાં આવ્યું નહિ. તે વખતે માત્ર તેનાં બંને નયનો લાલચોળ થઇ ગયાં. તે બોલ્યોઃ "શા અપરાધથી?"

પ્રથમ વ્યક્તિ—તે વાત જાણવામાં તમને કાંઈ પણ લાભ નથી.

સંજીવચંદ્ર—તમે શું પોલિસના માણુસો છો?

બીજો માણુસ—હા, સસરાને ઘેર જઈને તે તમારા જાણવામાં આવશે.

સંજીવચંદ્ર—પ્રથમથી જ હું સમજી ગયો છું કે મારા સસરાએ તેમના બે પુત્રને જમાઇરાજને નિમંત્રણ કરવા મોકલ્યા છે. ત્યા સઘળાં છે તો સારાં કે? સાસુ પણ સારાં છે કે? મારો સસરો અને સાળી તો સારાં છે ને? તમે પણ સારા છો કે? નિમંત્રણ-પત્રિકા સાથે લાવ્યા છો? જો તે નહિ લાવ્યા હો, તો ઘણું કરીને મારે આવવાનું બનશે નહિ.

સંજીવચંદ્રની આટલી બધી તીખી મશ્કરી સાંભળીને તેઓ ક્રોધથી સળગી ગયા. બીજો માણુસ ખિસામાંથી હાથકડી બહાર કહાડીને બોલ્યોઃ "આ નિમંત્રણ પત્ર."

સંજીવચંદ્ર બોલ્યોઃ "એકી વારે આટલી બધી કડવાશ! જરા નરમ થાઓ, તો વધારે સારૂં."

પ્રથમ વ્યક્તિ તેના સાથીને સંબોધીને બોલ્યોઃ "હરિદાસ, જલ્દી હાથકડી લગાવી દો."

સંજીવચંદ્ર—હરિદાસ શામાટે લગાવે? તમે લગાવવા આવોને—

પહેલી મઝા તો જુઓ- શું તમે મારા નામનું વારંટ લાવ્યા છો?

પહેલો માણસ જલ્દી ઉભો થઇને પોતાના ખિસામાંથી હાથકડી બહાર કહાડીને બોલ્યો: "આ અમારૂં વારંટ."

એમ બોલીને સંજીવચંદ્રના બંને હાથ પકડ્યા.

"ત્યારે આ મારી પિસ્તોલ." એમ કહીને સંજીવચંદ્રે હાથ છોડાવી લઈને જરા પાછળ હઠી જઈને ખિસામાંથી પિસ્તોલ બહાર કહાડીને તેના મ્હોં સામે ધરી.

બંને અપરિચિત વ્યક્તિઓ પણ પોતાના હથિયાર બહાર કહાડવાનો પ્રયત્ન કરવા જતા હતા, એટલામાં સંજીવચંદ્ર બોલ્યો: "હાથ કે પગ એમાંનું જો કાંઈ પણ હલાવશો, તો માથાની ખોપરી હમણાં ઉડાવી દઈશ. છાનામાના ચૂપચાપ બેસી રહો."

આ રીતભાત જોઇને રામકુમારબાબુ ભય પામીને પોલિસના બંને માણસો પ્રત્યે બોલ્યો: "ઉભા રહો સાહેબ-ઉભા રહો."

તેઓ પણ સમય વર્તી ગયા હતા, નહિ તો તેઓ સ્તબ્ધ ઉભા રહે નહિ.

સંજીવચંદ્રે પ્રશ્ન કર્યો: "રામકુમારબાબુ! આ બંને કોણ છે?"

રામકુમાર-તેઓ પણ હોંશિયાર જાસૂસ છે.

સંજીવચંદ્ર-જાસૂસ છે કે જાસૂસના છોકરા છે?

પ્રથમ વ્યક્તિ-મ્હોં સંભાળીને બોલજો-ગાળ બાળ દેશો નહિ.

સંજીવચંદ્ર રામકુમાર પ્રત્યે બોલ્યો: "આ બંનેનાં નામ તમે જાણો છો?"

રામકુમાર-હા, જાણું છું. આનું નામ હરિદાસ અને એનું નામ શિવચંદ્ર.

સંજીવચંદ્ર-કોણે કહ્યું કે આ લોકો જાસૂસ છે? એઓ દરોગા

કહેવાય છે એમ હું જાણું છું; તે સિવાય વિશેષ એમના વિષે હું કશું જાણતો નથી. તોપણ સાંભળ્યું છે કે તેઓ લોકોની પાસે પોતાને જાસૂસ કહીને પરિચય આપતા ફરે છે. એકાદ બે સાધારણ બનાવમાં જાસૂસની બહાદુરી બતાવવાને માટે કદિ વાંદર બને છે, કદિ હનુમાન બને છે, કદિ ઘોડો બને છે, કદિ બકરો બને છે અને કદિ હાથી બને છે; વળી કોઇ કોઈ વખત તો ઉંદર, છછુંદર અને માંકડા સુદ્ધાં બને છે; કિન્તુ કામ પડે ત્યારે ખરૂં રૂપ પ્રકાશે છે.

રામકુમાર—સંજીવચંદ્ર, હું આજસુધી તમને બરાબર વિશ્વાસુ માનીને સન્માન આપતો આવ્યો છું; કિન્તુ તમે આવા વિશ્વાસઘાતી, દગલબાજ અને ધુતારા છો, તે હું જાણતો નહોતો.

સંજીવચંદ્ર—સાહેબ, હું સારી રીતે સમજું છું કે આપનું મસ્તક નાના પ્રકારની ચિન્તાથી એકાએક વિકૃત થઇ ગયું છે. વારૂ, મારે તમને અત્યારે અનેક વાતો કહેવાની છે, તે પ્રથમ ધ્યાન દઈને સાંભળો; ત્યારપછી જો તમે મને કેદ કરવા ઇચ્છતા હો, તો હું આપની પાસે સોગંદ ખાઇને કહું છું કે હું આપના બંને દરોગા પાસે સ્વેચ્છાપૂર્વક આત્મસમર્પણ કરીશ.

રામકુમાર—ત્યારે જે કહેવાનું હોય, તે અત્યારે કહો.

સંજીવચંદ્ર—ત્યારે સાંભળો, કિન્તુ વાત પૂરી થયા પહેલાં જો કદિ આપના નિયુક્ત રહેલા આ બંને ભલા માણસ કોઇ પણ પ્રકારે અસભ્યતા દર્શાવશે, તો નક્કી જાણજો કે આપનું આ બેઠકખાનું લોહીથી રંગાઈ જશે.

એમ બોલીને સંજીવચંદ્રે પિસ્તોલ ખિસામાં મૂકી દીધી.

એટલામાં દેવીદાસે તે ઘરની અંદર પ્રવેશ કર્યો. તેને જોઈને રામકુમારનું મુખ ઘૃણાથી અને ઇર્ષાથી મ્લાન થઈ ગયું. તે ચિતકાર

કરીને રોષપૂર્વક બોલ્યો: "લુચ્ચા–પાપિષ્ઠ! મારા ઘરમાંથી બહાર નીકળ—"

સંજીવચંદ્ર બોલ્યો: "હમણાં નહિ–પછી તેને કહાડી મૂકજો. દેવીદાસ, આવો. બેસો–જ્યાંસુધી હું અહીં છું; ત્યાંસુધી આપ નિર્ભય રહેજો."

તે પુનઃ રામકુમાર પ્રત્યે બોલ્યો: "સાહેબ, આપ શા અપરાધથી મને પોલિસના માણસોના હાથમાં સોંપવાને ઇચ્છો છો? ખુલ્લે ખુલ્લું કહો."

રામકુમાર—મેં કોઇ વિશ્વાસુ માણસ પાસેથી સાંભળ્યું છે કે દેવીદાસે મારી દિકરીનું ખૂન કર્યું છે છતાં તમે દેવીદાસ પાસેથી લાંચ લઈને તેનો અપરાધ જાહેરમાં ન આવે, એવા જ પ્રયત્નો કર્યા કરો છો.

## પ્રકરણ ૩૫ મું.

### નિરાશામાં આશા.

સંજીવચંદ્ર કશો પ્રત્યુત્તર નહિ આપતાં ખડખડ હસવા લાગ્યો.

દેવીદાસ રામકુમાર બાબુની વાતનો ઉત્તર આપવા જતો હતો, કિન્તુ તેને અટકાવીને સંજીવચંદ્ર બોલ્યો: "રામકુમાર બાબુ, આપે હમણાં જે વાત કરી, તેનું કશું પ્રમાણ આપને મળ્યું છે?"

રામકુમાર—હા, મળ્યું છે. સંપૂર્ણ પ્રમાણ મળ્યું છે.

સંજીવચંદ્ર—કયું પ્રમાણ, કહો?

રામકુમાર—સમય આવ્યે તે પ્રમાણ હું આપને કહી બતાવીશ. અત્યારે તમે શું કહેવા માંગો છો, તે બોલો.

સંજીવચંદ્ર—સાહેબજી ! આપની સઘળી બુદ્ધિ આપ ખોઇ બેઠા જણાઓ છો.

રામકુમાર—તેમાં તમારૂં શું ગયું ? તમે નિર્દોષ છો, તેનું પ્રમાણ શું છે ? બતાવો જોઉં.

સંજીવચંદ્ર વિમળાનો ફાટેલો પત્ર રામકુમાર બાબુના હાથમાં મૂકીને બોલ્યોઃ "લો, આ પ્રમાણ રહ્યું, જુઓ."

રામકુમાર બાબુ તે વાંચ્યા પહેલાં-પત્ર હાથમાં આવતાં વાર જ વિસ્મય પામીને બોલી ઉઠ્યોઃ "હા ઇશ્વર ! આ મારી વહાલી દિકરી વિમળાના હાથના અક્ષર છે-તે મને છોડીને ક્યાં જતી રહી ?"

સંજીવચંદ્ર—સાહેબ ! આટલા બધા અધીરા કેમ થાઓ છો ? મેં શું આપને કહ્યું નથી કે હું આપની જીવતી દિકરીની શોધમાં ફર્યા કરૂં છું ? જુઓને, તેમાં કયા વારનું નામ લખ્યું છે ?

રામકુમાર બાબુ પત્રને આદિથી તે અંતસુધી જોઈને બોલ્યોઃ "સંજીવચંદ્ર, આ પત્ર આપને ક્યાંથી જડ્યો ?"

સંજીવચંદ્ર—પ્રથમ આપ કહો જોઈએ કે કયા પ્રમાણથી આપ મને તથા આ સરળ ચિત્તવાળા દેવીદાસને અપરાધી ઠરાવો છો ?

રામકુમાર—હું મૂર્ખ-અત્યંત મૂર્ખ-બુદ્ધિવિનાનો છું. આપ મને ક્ષમા કરો; કહોને આ પત્ર આપને કયાંથી મળ્યો ?

સંજીવચંદ્ર—કહું છું; પ્રથમ આપના આ દરોગા સાહેબોને અહીંથી સત્વર ચાલ્યા જવાનું કહો-હું બીજા લોકોની પાસે એ સઘળી વાત ખુલ્લી કરવાને ઇચ્છતો નથી.

રામકુમાર બાબુની આજ્ઞાથી હરિદાસ અને શિવચંદ્ર પોત-પોતાને સ્થળે પ્રસ્થાન કરી ગયા.

સંજીવચંદ્રે કહ્યુંઃ "એ લોકોને તમે શામાટે અહીં બોલાવી મંગાવ્યા

હતા, તે મને પ્રથમ જણાવી દો. એ લોકોમાં કોઈ જાતની યોગ્યતા નથી. કોઈ એક વાત સમજ્યા પહેલાં ધૃણાથી મૂર્ખાઈ કરી બેસે છે. જાસૂસપણાનો ઢોંગ કરીને આવાં કાર્યો માથે લે છે અને આગલા માણસનું ઉલટું અહિત કરે છે."

રામકુમાર—વિમળાની મા જે વસીયતનામું ( વીલ ) કરી ગઈ હતી અને જેની વાત આપને મેં પૂર્વે કહી હતી તે વસીયતનામું ચોરાઈ ગયું છે.

સંજીવચંદ્ર—ક્યારે ચોરાઇ ગયું છે ?

રામકુમાર—જે રાત્રે મારા શયનભવનમાં બારવટીયાઓએ પ્રવેશ કર્યો હતો, તે ઉપરથી મને વહેમ આવ્યો કે આપે જ તે વસીયતનામું લીધું છે અને તે ષડ્યંત્રમાં પણ આપ છો.

સંજીવચંદ્ર—વારૂ, એ તો મારી વાત કહી; પછી દેવીદાસને તમે શા અપરાધથી અપરાધી બનાવો છો ?

રામકુમાર બાબુ પોતાનો હાથ દેવીદાસને ખભે મૂકીને બોલ્યો: " દેવીચરણ, મેં અન્યાય કર્યો છે. નિરપરાધી હોવા છતાં તમને અપરાધી ઠરાવીને હું પાપમાં પડયો છું."

દેવીદાસે કહ્યું: " મારા જીવન કરતાં પણ વધારે મૂલ્યવાન એવી જે વિમળા, તેના ખૂનનો આરોપ આપે જો મારા માથે મૂકયો હોય, તો ખરેખર આપે અન્યાય જ કર્યો છે."

સંજીવચંદ્રે કહ્યું: " જવા દો, એ સઘળી નકામી વાતો છોડી દો. આ કાંઇ જેવા તેવા લોકોનો ખેલ નથી. એની અંદર અનેક રહસ્યો ભરેલાં છે અને અનેક ષડ્યંત્રો છે. જે ષડ્યંત્રમાં વિમળા ગુમ થઈ છે, તે ષડ્યંત્રનું લક્ષસ્થળ દેવીદાસ પણ છે. જે ષડ્યંત્રમાં વિમળાને ફસાવી છે તે જ ષડ્યંત્રમાં દેવીદાસને પણ ફસાવવાનો પ્રયત્ન

ચાલે છે. જ્યાંસુધી તેની જાળ ખુલ્લી થશે નહિ, ત્યાંસુધી એ સઘળો મામલો ભૂતોના ખેલ જેવો માલમ પડે છે.”

દેવીદાસ રામકુમાર પ્રત્યે બોલ્યો: “મને પણ અત્યારે આપ જીવતો જોઇ શકત નહિ—કેવળ આપના નિયોજિત કુશળ ડિટેક્ટીવ (જાસૂસ)સંજીવચંદ્રની કૃપા અને ચતુરાઈથી મારા પ્રાણની રક્ષા થઈ છે.”

રામકુમારે કહ્યું: “અહો! હું કેવો મૂર્ખ! કેવો અલ્પ બુદ્ધિવાળો! મારા જેવો મૂર્ખ આ જગતની અંદર કોઈ પણ નહિ હોય.”

સંજીવચંદ્ર જરા ગુસ્સે થઈને બોલ્યો: “હવે અત્યારે આત્મગ્લાનિ છોડી દો—બોલો, કયા પ્રમાણથી આપ દેવીદાસને અપરાધી ગણો છો? નકામી વાતો કરવાનો અત્યારે સમય નથી; આપની માત્ર એકની એક પુત્રી ચાંડાળોના હાથમાં પડી છે—તેનો મારી નાંખ્યા પહેલાં ઉદ્ધાર કરવો જોઈએ—નહિતો મારો સઘળો પરિશ્રમ વૃથા જશે.”

રામકુમાર—એ ત્રણ દિવસ પહેલાં એક માણુસ મને એવી વાત કહી ગયો કે દેવીદાસે મારી દિકરીનું ખૂન કરવા માટે મારાઓ નિમ્યા છે.

સંજીવચંદ્ર—કોણ? એ વાત તો તમે પ્રથમથી મને જણાવી જ નહિ—તે એક કાવત્રાંખોરની મંડળીમાંનો માણુસ હશે—તેમાં કાંઇ શક નહિ. તેનો ચહેરો કેવો હતો, તેનું વર્ણન કરીને આપ મને કહો જોઈએ.

રામકુમાર બાબુએ પોતાને આવી વાત જે માણુસ કહી ગયો હતો, તેની આકૃતિનો પરિચય આપ્યો.

તે સાંભળીને સંજીવચંદ્ર બોલ્યો: “હું તેને ઓળખું છું; કાવત્રાંખોરની મંડળીમાંનો તે એક મુખ્ય માણુસ છે.”

પછી સંજીવચંદ્રે પોતે અત્યારસુધીમાં જે જે કાર્ય કર્યું હતું તે અને વિમળાના હાથઅક્ષરનો પત્ર કેવી રીતે પ્રાપ્ત થયો હતો, તે સઘળું કહી સંભળાવ્યું.

રામકુમારે પોતાના અપરાધનો સ્વીકાર કરીને ક્ષમા માંગી અને સંજીવચંદ્રને અનેક ધન્યવાદો આપીને બોલ્યોઃ " સાહેબ, જો આપ મારી વિમળાનો તેના મૃત્યુ પહેલાં ઉદ્ધાર કરશો, તો હું આપને યથાયોગ્ય ઇનામ આપીશ. "

સંજીવચંદ્રે જે ઇનામ મેળવવાની આશા મનમાં દબાવી રાખી હતી, તે રામકુમારની વાતથી જાગ્રત થઈ ગઈ. પ્રિય વાચક! તમે ઘણે ભાગે સમજી ગયા હશો, કે તે ઇનામ દ્રવ્યનું નથી; કિન્તુ એક જીવિત વસ્તુનું છે.

* * * * * *

સંજીવચંદ્ર ત્યાંથી ઉઠીને બગીચામાં બાંધી મૂકેલા મારા દુનુયા પાસે ગયો. બંને વચ્ચે અનેક પ્રશ્નોત્તર થયા, તે સઘળા અત્રે લખીને પુસ્તક વધારવાને ઇચ્છતો નથી.

સંજીવચંદ્ર તેના મ્હોંએથી કશી વાત મેળવી શક્યો નહિ-કારણ કે તે ખરેખર બીજી કશી વાત જાણતો નહોતો. દ્રવ્યના લોભમાં દોરાઈને દુનુયા તેના સાથીઓની સાથે આ કાર્યમાં પ્રવૃત થયો હતો, કિન્તુ કાવત્રાંખોરની ગુપ્ત વાત તે કશી જાણતો નહોતો.

સંજીવચંદ્ર દુનુયાને રામકુમાર બાબુના કબજામાં મૂકીને ત્યાંથી ચાલ્યો ગયો.



# પ્રકરણ ૩૬ મું.

## પાશવ અત્યાચાર.

"હવે મારે કેટલા દિવસસુધી આશામાં ને આશામાં લટકતાં રહેવું ?"

"મારી આશા તમે છોડી દો."

"તારી આશા હું આ જીવનમાં કદિ છોડી શકીશ નહિ. કઈ આંખે અને કઈ ક્ષણે મેં તને જોઈ છે, તે હું જાણતો નથી. મેં આજસુધીમાં અનેક સુંદરીઓને જોઈ છે, કિન્તુ તારા જેવું સ્વરૂપ કોઈનું પણ જોવામાં આવ્યું નથી અને તારા જેવી મધુર વાણી કોઈની પાસેથી સાંભળી નથી !"

"તમે આમ કરીને જો મને ગુસ્સે કરશો, તો તમે હાથે કરીને વિપત્તિને બોલાવી લેશો. મેં તમને પ્રથમથી જ ખુલ્લે ખુલ્લું કહીને સાવધાન કરી દીધા છે."

"જ્યારે તું મારૂં કહ્યું માનતી નથી, ત્યારે તું શામાટે મારી નજરે પડી ? મારો પ્રાણ તારા રૂપમાં મોહ પામી ગયો છે. હું આખી જીંદગી તારા એ રૂપની સેવા કરીશ. તું જે કહીશ, તે સાંભળીશ. તું મારી ઘૃણા કર નહિ. જો કદિ તું મને પાપી ધારીને તિરસ્કારતી હોય, તો મારી દરિદ્ર અવસ્થા કાયમ રહેશે નહિ, આજ પછી કાલે હું અતુલ ધનસંપત્તિનો અધિપતિ થઈશ !"

"તમારી ધનસંપત્તિ અને તમારૂં ઐશ્વર્ય લઈ ને તમે સુખી થાઓ, મને તમારા એ ઐશ્વર્યથી તિરસ્કાર ઉપજે છે."

"જેમ જેમ તને જોઉં છું, તેમ તેમ મારી પિપાસા વધતી જાય છે. અત્યારે મારા પ્રાણમાં શું થાય છે, તે તું કેવી રીતે જાણી

શકે ? હું મારા પ્રાણનો અગ્નિ કેવી રીતે દાબી રાખું છું, તે તને કેવી રીતે સમજાવી શકું ? ઇચ્છા થાય છે કે હું તારામાં મળી જઉં, તું મારૂં સ્વર્ગ છે, તારામાં સ્વર્ગનું સુખ છે. આવ, એક વાર હૃદય-દાન દે—હું તારા પર બળપ્રયોગ કરવાને ઇચ્છતો નથી, મારામાં એટલી નિર્દયતા નથી. ”

“ જો એ તાકાત તમારામાં હોત, તો બળપ્રયોગ કરીને તમારો હેતુ સિદ્ધ કરવામાં તમે પાછી પાની કરત નહિ, કિન્તુ અત્યારે તો તમે મારી મૂઠીમાં છો. ”

“ હા, એ તારૂં કહેવું ખરૂં છે, કિન્તુ એમાં ખરૂં સુખ મળતું નથી. હું તારી પાસેથી કૃપાની માંગણી કરૂં છું કે તું મારા મનનો અગ્નિ શાંત કર. મેં અત્યારે નિશો કર્યો છે—મેં થોડોક દારૂ પીધો છે—તદ્દન થોડો નહિ, રોજના નિયમ પ્રમાણે પીધો છે, કિન્તુ તને જોઈને મારો એ નિશો ઉતરી ગયો છે. હું અત્યારે સારી પ્રકૃતિમાં છું, કિન્તુ જ્યારે તને જોઉં છું—જ્યારે તારાં એ બંને ચંચળ નેત્રની તીક્ષ્ણ દૃષ્ટિ જોઉં છું, ત્યારે અધીરો થઈ જઉં છું. પ્રથમ પણ એવું ઘણા દિવસસુધી થયા કર્યું હતું, કિન્તુ મનનું દમન કરીને તે ઇચ્છાને દબાવી રાખી હતી, કિન્તુ આજે મારૂં મન કેમેય માનતું નથી; કોઈ પણ રીતે દમન કરી શકતો નથી. એક વાર બંને હૃદય ભેગાં કરવા દે—આવ, એક વાર હૃદયદાન દે. એક દિવસ મારૂં કહ્યું માન—એક દિવસને માટે મારી આટલા દિવસની આશા પૂર્ણ કર. ”

“ એક દિવસમાં જે સત્યાનાશ વળી જાય, તે પાંચ દિવસમાં પણ વળી જાય ! તમે મારૂં—”

તેને બોલતી અટકાવીને તે નરાધમ વચમાં બોલી ઉઠ્યો: “ તું અવિવાહિતા છે, વળી નવયૌવનથી તારૂં શરીર ભાગી પડે છે—તારા

સતીત્વનો નાશ થવાનો શો ભય છે ? તું મારી પરણેલી પત્ની થઇશ–તો પછી એ માટે તું આટલી બધી આનાકાની શામાટે કરે છે ?"

"જ્યારે તમે આપણા ઠરાવ પ્રમાણે વર્તશો, ત્યારે હું તમારી થઇશ–તે વખતે તમારી જે ઇચ્છા હશે, તે પ્રમાણે હું કરીશ, કિન્તુ અત્યારે મારે ને તમારે શું લાગે વળગે ?"

"ત્યારે શું તું મારી ઘૃણા કરે છે ! શું તું મને ચાહતી નથી ! ત્યારે શું તું મારી નથી ? આજ દિનસુધી મેં મારા મનની કેવી દૃઢતા રાખી હતી ? કિન્તુ હવે રહી શકતી નથી. આવ, મારો અપરાધ ક્ષમા કર." એમ બોલીને પ્રત્યુત્તર આપનારીને બાથમાં ઘાલીને–હૃદય સાથે દબાવીને તે ચુંબન કરવા લાગ્યો ! બાહુપાશમાં દબાએલી નવીન રમણી પોતાને મુક્ત કરવા માટે પ્રયત્ન કરવા લાગી. ઘણી બૂમો પાડી, કિન્તુ નિશો કરેલ યુવકે ચૈતન્યહીનની માફક કશું માન્યું નહિ. પોતાનો અભિપ્રાય સિદ્ધ કરવા માટે તે પશુબળ પ્રકટ કરવા લાગ્યો.

વિપત્તિમાં આવી પડેલી તરૂણી કશો ઉપાય નહિ સૂજવાથી તે પાપિષ્ઠના હાથને કાંડે બચકાં ભરવા લાગી. યુવકે ચિત્કાર કરીને તુરત જ તેને છોડી દીધી. "રાક્ષસી–ડાકિની !" કહીને તે તેને ગાળો દેવા લાગ્યો. નવીના તેનો યથોચિત તિરસ્કાર કરીને બોલીઃ "તમે આજથી મને તમારી ઘોર શત્રુ જાણજો. તમે જ્યારે તમારી પ્રતિજ્ઞાનું ઉલ્લંઘન કર્યું, ત્યારે હું કેમ ન કરૂં ? જોજો, હવે તમારો ઉદ્ધાર કેમ થાય છે ?"

યુવકના મ્હોં ઉપર ક્રોધને બદલે ભયની રેખા પ્રકટી ઉઠી. તે બોલ્યોઃ "ના, જો તેમ કરીશ, તો હું એકીવારે માર્યો જઇશ, હું તારે પગે પડું છું."

"તમે શું બોલ્યા હતા, તે ભૂલી ગયા છો ? દુર્ગા માતાની

સમક્ષ તમે શું બોલ્યા હતા, તે એક વાર વિચાર કરી જુઓ જોઉં ! તમે કહ્યું હતું કે હું કદિ પણ તારી પ્રત્યે બળાત્કાર કરીશ નહિ, તેમ કડવું વચન કહી તને ગુસ્સે પણ કરીશ નહિ. એના બદલામાં મેં પણ એવી પ્રતિજ્ઞા કરી હતી કે આ ષડ્યંત્રમાં તમે જે જે કરવાનું મને કહેશો, તે સઘળું હું કરીશ. તમારી ગુપ્ત વાત ગુપ્ત રાખીશ; કિન્તુ તે પ્રતિજ્ઞાનો તમે આજે ભંગ કર્યો છે, તો હું પણ હવે ભંગ કરીશ. તમે જો તમારી પ્રતિજ્ઞાનું પાલન કર્યું હોત, તો હું પણ મારી પ્રતિજ્ઞાનું પાલન કરત; કિન્તુ જ્યારે તમે પોતે જ તેનો ભંગ કર્યો, તો મને પણ તેમ કરવામાં કોઈ પ્રકારનું પાપ લાગશે નહિ."

પ્રચંડ સૂર્યનાં પ્રખર કિરણો પૃથ્વીને દગ્ધ કરી નાંખે છે. વૃક્ષ–સમૂહનાં પાંદડાંની છાયા આવા ભયંકર તાપમાં મનુષ્ય તેમ જ પશુ પક્ષીઓને આશ્વાસનદાયક થઇ પડે છે. ભયંકર તડકામાં ઉંચી આંખ થઈ શકતી નથી સૂર્યના તાપથી ઉષ્ણ બનેલો વાયુ છાયામાં બેઠેલા મનુષ્યને પણ વ્યથા ઉત્પન્ન કરી રહ્યો છે. પક્ષીઓ નીરવતાથી પોતપોતાના માળામાં શાન્ત બેસી રહ્યાં છે. ઉત્તપ્ત વાયુના સપાટાથી ઝાડની છાયામાં બેઠેલાં પક્ષીઓ તેમની પાંખો ફફડાવીને વધારે પાંદડાંવાળી ઘટ્ટ જગોએ ભરાઇ બેસે છે. કોઈ કોઇ સ્થળેથી એકાદ બે કોકિલાએ "કુહુ–કુહુ" શબ્દ બોલીને તેમની વેદના જણાવે છે. એકાદ બે ધોળાં વાદળાંઓ રખડતાં રખડતાં આવીને સૂર્યને ઢાંકી દે છે. સૂર્ય ઢંકાઇ જવાથી તડકો ઓછો થઇ જાય છે; કિન્તુ એટલામાં દુર્વૃત્ત વાયુ તેઓને દૂર ધકેલી કહાડે છે. સૂર્યદેવ પુનઃ પ્રથમના કરતાં બમણા તેજથી પ્રકાશીને જાણે આખા જગતને દગ્ધ કરી નાંખવા માટે પ્રયત્ન કરતા હોયની !

આવા સમયમાં ચંડીતલા નામક અરણ્યમાં જીર્ણ થઇ ગએલા

મકાનની એક નિરાળી ઓરડીમાં એક યુવક અને એક યુવતી ઉપર પ્રમાણે વાતચીત કરતાં હતાં. પ્રિય વાચક ! તેઓ કોણ છે, તે તું જાણે છે ? યુવક એ પેલો પાપિષ્ઠ મહીન્દ્રનાથ છે અને યુવતી એ નવ--યૌવના આપણી નવીના છે, જેને આપણે પૂર્વે કેટલીક વાર જોઈ છે.

## પ્રકરણ ૩૭ મું.

### ભગિની.

સંધ્યા સમય થવાને હવે વધારે વાર નથી. અસ્ત થઈ જવાની તૈયારી કરતા લાલ રવિનો માત્ર અર્ધો ભાગ પશ્ચિમ દિશામાં દૃષ્ટિ-મર્યાદાની યવનિકામાં અદૃશ્ય થએલો દૃષ્ટિગોચર થાય છે. પક્ષીઓ કિલકિલાટથી આકાશને ગજાવી મૂકતાં પોતપોતાના માળા તરફ દોડયાં જાય છે વૃક્ષોપરનાં પાંદડાંઓએ સોનેરી રંગ ધારણ કર્યો છે.

એવા સમયમાં સંજીવચંદ્ર પોતાને ઉપયોગમાં આવે એવાં કેટલાંક યંત્રો વગેરે લઈ ને વિમળાની શોધ કરવા બહાર નીકળી પડયો, તે વખતે બગીચામાં પરિમલદેવીની સાથે તેને મેળાપ થયો.

સંજીવચંદ્રે પ્રશ્ન કર્યો: "અહીં કેમ ઉભી છે, પરિમલ ?"

પરિમલદેવીએ ઉત્તર આપ્યો: "આપની સાથે મેળાપ કરવાને માટે જ."

"કાંઈ વાતચીત કરવાની છે ?"

"હા, કાલે આપે મને જે સ્ત્રીની વાત કહી હતી—જેને જોઈ ને આપ મારા પર સંદેહ કરતા હતા અને જેનો ચહેરો બરાબર મારા જેવો જ—"

સંજીવચંદ્ર તેને બોલતી અટકાવીને વચમાં બોલી ઉઠયો: "હા, તેનું શું થયું ?"

"તે વાત આપને જણાવવાને હું આપની રાહ જોઇ રહી હતી." સંજીવચંદ્રનો હાથ પકડીને પરિમલદેવી મલિન મુખે બોલી: "તે મારી યમજ ભગિની–સાથે જન્મેલી બ્હેન છે."

"ત્યારે એ વાત તેં મને પ્રથમ કેમ જણાવી નહિ ?"

"મેં જાણ્યું કે તે મરી ગઈ હશે."

"વારૂ, જ્યારે મરી ગઈ છે, ત્યારે હવે તેની વાત શી ? શું તે પિશાચિની થઇ છે ?"

"ના, જળમાં ડૂબી ગઇ હતી, ત્યાંથી તે જીવતી રહી શકી હોય તો તે સંભવિત છે. કોઈએ તેને જળમાંથી ઉગારી લીધી હોય, તો તે જીવતી હોઈ શકે–નક્કી તે જીવતી જ છે, નહિતો આપ કેવી રીતે તેને જોઈ શકો ?"

"તુ જે બોલે છે, તે જો સત્ય હોય, તો તારી બ્હેનનો ઉદ્ધાર કરીને હું નક્કી લાવી આપીશ; કિન્તુ તારી બ્હેન આવા ભયંકર નીચ કાર્યમાં પ્રવૃત્ત થઈ છે, એ મને બહુ આશ્ચર્ય લાગે છે."

"ગમે તેમ હો, મારી એટલી વિનતિ છે કે મારી બ્હેનનો ઉદ્ધાર કરીને ખૂનીઓના હાથમાંથી તેને લાવી આપો."

"હું નક્કી તારી બ્હેનને લાવી આપીશ."

"આપને મારે એક બીજી પણ વિનતિ કરવાની છે."

"શું ? બોલ."

"આ વાત હમણાં આપ મારા મામાને જણાવશો નહિ–કોઈને પણ કહેશો નહિ."

"સારૂં, નહિ કહું."

"જો આપ મારી વિમળા અને મારી બ્હેનને જીવિત અવસ્થામાં લાવી આપશો, તો આ દુર્ભાગિની પાસે આપ જે ઈનામ માગશો, તે હું આપીશ."

"તું તને પોતાને દુર્ભાગિની કહીને તારો પરિચય આપી દે છે, તો તારી પાસેથી એક પૈસાને બદલે બે પૈસાની આશા રાખવી નિરર્થક છે; તો પછી એવે સ્થળે મારે શું કરવું ?"

"આપ મશ્કરી કરો—કે ગમે તે કરો, તોપણ આપ મને અકૃતજ્ઞ ધારશો નહિ. આ ઉપકારના બદલામાં આપ કહેશો, તો મારા પ્રાણનું આપને બળિદાન સુદ્ધાં આપીશ."

"એ માગણી પણ એક દિવસ કરીશ અને જોઈશ કે તુ તારૂં વચન પાળે છે કે નહિ, તોપણ 'બળિદાન' 'ફળિદાન' મારે જોઈતું નથી—મારે તો માત્ર 'દાન' જ જોઈએ છે. તેને જ હું ઉત્તમ ગણું છું."

સંજીવચંદ્રના બોલવાનો મર્મ સમજી જઈને પરિમલદેવી શરમથી સંકુચિત થઇને બોલીઃ "આપની સાથેની વાતચીતમાં કોઈ જીતીને જઈ શકે નહિ." લજ્જા પામી જઇને તે સ્થળનો ત્યાગ કરી જવાને તે તૈયાર થઇ.

સંજીવચંદ્ર તેના બંને હાથ પકડીને ઉભો રહ્યો. પરિમલદેવી નીચું મુખ રાખીને સંજીવચંદ્રની સામે નીરવતાથી ઉભી રહી.

સંજીવચંદ્રે પૂછ્યુંઃ "આજે તેં મારી પાસે જે પ્રતિજ્ઞા લીધી, તે વાત તું પાછળથી વિસરી તો નહિ જાય કે ?"

"ઇશ્વરને સાક્ષી રાખીને કહું છું કે આપનો ઉપકાર હું કદિ પણ વિસરી જઇશ નહિ."

"ઉપકારને તું નહિ વિસરે, કિન્તુ મને ?"




" આ ઉપકારના બદલામાં આપ કહેશો, તો મારા પ્રાણનું આપને બળિદાન સુદ્ધાં આપીશ. " ( પૃષ્ઠ ૧૪૯ ).

એ વાતથી પરિમલદેવી અતિશય લજ્જા પામી ગઈ. એ અનુપમ રૂપવતી સુંદરી હવે કશો ઉત્તર આપી શકી નહિ—એકદમ પલાયન કરી ગઈ.

## પ્રકરણ ૩૮ મું.

### આ વળી શું?

સંજીવચંદ્ર જેને એક વાર જોતો, તેના હૃદયનો સઘળો ભાવ તે જાણી લેતો; કિન્તુ તેણે કેટલીએ વખત પરિમલદેવીને જોઈ છે, કેટલીએ વખત તેની સાથે વાતચીત પણ કરતો આવ્યો છે, તથાપિ પરિમલદેવીના ક્ષુદ્ર હૃદયનું સઘળું રહસ્ય તેનાથી સંપૂર્ણ રીતે અજ્ઞાત રહી ગયું. અત્યારસુધીમાં જેટલી વાર તેણે પરિમલદેવીને જોઇ હતી, તે દરેક વખતે તેને જુદા જુદા ભાવમાં જોઇ હતી અને નવીન રીતભાતથી વાતચીત કરતાં સાંભળી હતી. કાલે જેને જોઇ છે, તેનું જ રૂપ ધારણ કરીને જાણે કોઈ બીજી રમણી આવીને ઉપસ્થિત થઇ હોયની! તેમ તેની રીતભાત અને બોલવાની ઢબ ઉપરથી જણાવામા આવતું. સંજીવચંદ્ર કોઈ કોઈ વખત તેના પર સંદેહ લાવતો, વળી થોડી વાર પછી તે નિર્દોષ—નિરપરાધી છે, એમ મનમાં મનમાં નક્કી કરતો.

આજે તેણે પરિમલદેવીના મ્હોંએથી સાંભળ્યું કે તેને એક જોડકે જન્મેલી બ્હેન છે; વળી પરિમલે એ વાત કોઇને પણ—તેના મામાને પણ નહિ જણાવવાનો આગ્રહ કર્યો છે, ત્યારે શું પરિમલદેવી પોતાની નિર્દોષતા સાબિત કરવા માટે આ એક નવી યુક્તિ

રચે છે ? આજસુધી તો એ વાત તેણે કોઇને મ્હોંએ જાહેર કરી નથી. જો કદિ જાહેર કરી હોય, તોપણ તેના મામાને આ વાત જણાવવાની તેણે ના કેમ કહી ? પાછળથી રામકુમાર બાબુ તેની એ જુઠી વાત ઉડાવી દે અને તેની યુક્તિ બર ન આવે એટલા જ માટે તેણે તેના મામાને આ વાત કહેવાની ના કહી હશે; કારણકે રામકુમારબાબુ તો અવશ્ય જાણતા જ હોય કે પરિમલદેવીને તેની સાથે જન્મેલી બ્હેન છે—કે કદિ પણ નહોતી. દુષ્ટ બુદ્ધિવાળી સ્ત્રીઓની પાસે યુક્તિઓનો કોઇ પણ સમયે અભાવ હોતો નથી. સંજીવચંદ્ર તેના મનમાં આવા પ્રકારના અનેક તર્ક વિતર્ક કરવા લાગ્યો—એક સામાન્ય બાલિકાએ આ પ્રમાણે મને વારંવાર છેતર્યો—સેંકડો વાર ધિક્કાર છે મને કે હું એની યુક્તિ બિલકુલ સમજી ન શક્યો. આ ખૂની મામલામાં તે પુનઃ પુનઃ કાંઈ જાદૂ હોય એવો આભાસ જોવા લાગ્યો !

* * * * * *

મનમાં ને મનમાં નાના પ્રકારના અનેક તર્કવિતર્ક કરતો કરતો સંજીવચંદ્ર પ્રથમ જણાવેલ ચંડીતલાના વનમાં ચાલ્યો જાય છે. અત્યારે સંધ્યા સમય વ્યતીત થઇ ગયો છે. નિર્મળ આકાશમાં એક બે તારાઓ પરસ્પર દૂર રહીને ચકચકી રહ્યા છે. દિવસે સૂર્યના પ્રકાશથી મ્લાન બની ગએલો ચંદ્ર અત્યારે તેની ગેરહાજરીને લીધે પોતાની આસપાસ નક્ષત્ર—લલનાઓને વિંટળાઇ વળેલી જોઈને અત્યંત આનંદમાં આવી જઇને મંદ મંદ હસે છે. તારાનાથનું મધુરૂં હાસ્ય જોઇને જે જે સ્થળે જેટલા જેટલા તારાઓ હતા, તે સઘળા એક પછી એક પ્રકાશવા લાગ્યા; બે—ત્રણ—ચાર—કેટલીક ક્ષણ પછી તો ગણી શકાય નહિ તેટલા—અસંખ્ય તારાઓ ઝળહળી ઉઠ્યા. અનેક સ્થળોએ જડ—જગતના પ્રત્યેક પદાર્થો નિઃસ્વાર્થ પ્રેમની દૃષ્ટિથી જોતાં

નજરે પડે છે, પ્રાણી છે એ જગતમાં સ્વાર્થીલું છે. જડ–જગત્ છે, તે નિશ્ચિંત–નિરવ–પ્રશાંત–નિશ્ચલ–કર્તવ્યાકર્ત્તવ્યહીન છે પ્રાણી જગતથી તદ્દન ઉલટું જ છે, ઉદ્વેગ–અશાન્તિ–અત્યાચાર–ઉત્પાત–ઉપદ્રવ વગેરે સઘળાંથી પ્રાણી બંધાએલું છે; પ્રત્યેક કાર્યને પ્રત્યેક પગલે સંશય ઉત્પન્ન થાય છે. ધન્ય છે જડ–જગતને અને ધિક્કાર છે અજડ–પ્રાણીને !

સંજીવચંદ્રે આગળ જણાવેલ વનની અંદર જીર્ણ થઈ ગએલા મકાનમાં પ્રવેશ કરીને જોયું કે જે ગુપ્ત ગૃહની અંદર તેણે પ્રથમ કોઇ એક અન્ય સ્ત્રીનું મુડદું જોયું હતું, તે ગૃહમાંથી કમાડની ફાટમાં થઈને થોડું અજવાળું ઘરની બહારના કેટલાક ભાગ ઉપર પડતું હતું. કમાડની ફાટમાં થઇને ઘરની અંદર દૃષ્ટિ કરતાં, જે દેખાવ તેની નજરે પડ્યો, તેથી તે બે ડગલાં પાછો હઠી ગયો. તેણે જોયું કે ઘરની અંદર બીજું કોઈ નથી–માત્ર મહીન્દ્રનાથ અને મહેન્દ્રનાથ છે. મહેન્દ્રનાથ એક મોટો તીક્ષ્ણ છરો મહીન્દ્રનાથની છાતી સામે ઉગામીને વિકરાળ રૂપ ધારણ કરીને ઉભો છે ! દીવાના પ્રકાશમાં તેના હાથમાંનો ખુલ્લો છરો ભયંકર રીતે ઝળહળે છે. મહીન્દ્રનાથ મ્લાન વદને સંકુચિત ચિતે સ્થિરતાથી એક બાજુએ બેઠો છે. તેના વદન પરનું તેજ ઉડી ગએલું લાગે છે !

સંજીવચંદ્ર કમાડ ઉપર કાન રાખીને તેઓની વાતચીત સાંભળવા લાગ્યો.



# પ્રકરણ ૩૯ મું.

## દ્વાર પાછળ.

મહેન્દ્રનાથ બોલ્યો: "હવે તો તમારૂં સઘળું કામ પૂરૂં થવા આવ્યું છે, એક એક કરતાંમાં મેં સઘળું કરી નાંખ્યું છે; જે કામ મેં કદિ મારા પોતાને માટે કર્યું નથી, તે મેં તમારે માટે કર્યું છે. હવે શું જોઈએ છે? જે કહેવાનું હોય તે કહી નાંખો. પછી મારે જે કરવાનું હોય, તે કરૂં. જુઓ છો આ છરો—આ છરાએ તમારાં અનેક કામો કર્યા છે—કરી કરીને તે થાકી ગયો છે, હવે તે તમારી છાતીમાં પેસીને વિશ્રાન્તિ લેશે."

મહીન્દ્ર—શું જોઈએ છે તમારે, બોલોને—આમ નકામો બડબડાટ શામાટે કરો છો?

મહેન્દ્ર—મારે જોઇએ છે—આપણા આ ખતની નીચે માત્ર એક તમારી સહી.

મહીન્દ્ર—વારૂ, ત્યારે એક વાર તમારા છરાને એક બાજુએ મૂકો—આપણે પ્રથમ એ વિષે વાતચીત કરીને કાંઇક નક્કી કરીએ.

મહેન્દ્ર—વાતચીત બીજી શી કરવાની છે? જો સહજ કામ નહિ થાય, તો આ છરાથી કામ કરીશ. મને તમે એવો નહિ સમજતા કે હું તમને સહજમાં છોડી દઉં! પ્રથમ એક વાર સહી કરી દો—પછી જે કહેવાનું હોય તે કહો.

મહીન્દ્ર—હું જે બોલું છું—મારા મુખમાંથી જે વેણુ એકવાર બહાર નીકળે છે, તે તમે નિશ્ચળ માનજો. મારૂં વચન એ જ ખત છે.

મહેન્દ્ર—મારી પાસે તે કશું ચાલવાનું નથી, જો બાપના

સુપુત્ર હો, તો આ ખતમાં સહી કરી દઇને નિશ્ચિંત થાઓ અને મને નિશ્ચિંત કરો.

**મહીન્દ્ર**—તમે શું મને આટલો બધો અણવિશ્વાસુ ધારો છો ?

**મહેન્દ્ર**—ના, ત્યારે તમે તો ધર્મના પુત્ર યુધિષ્ઠિર છો ! તમને તો મેં પિછાણ્યા નહિ. નક્કી જાણજો કે જો સહી નહિ કરી આપો તો આ ઘરમાંથી કદિ જીવતા પણ બહાર જવા દઇશ નહિ.

**મહીન્દ્ર**—શું હું સહી કરવાની ના કહું છું ? તમે આમ અધીરા કેમ બની ગયા છો ? હું તો અત્યારે સહી કરી આપવાને રાજી છું–તમે આટલો બધો અણવિશ્વાસ કેમ લાવો છો ?

**મહેન્દ્ર**—હાં, જ્યારે રાજી છો, ત્યારે સહી કરી આપો, હું પણ એમ જ કહું છું ના.

**મહીન્દ્ર**—પ્રથમ વિમળાનું ખૂન કરો, પછી તેના મૃત્યુની સાથે તમારા ખતમાં સહી કરી દઇશ.

**મહેન્દ્ર**—વિમળા વિમળા શું કરી રહ્યા છો ? સાચું પૂછો તો, તે તો મરી ગયા જેવી થઇ ગઇ છે. વિમળાને મારી નાંખ્યા પછી તમે સહી કરશો ? શું તમે મને છેતરવાનો પ્રયત્ન કરતા નથી ? જો જીવતા રહેવાને ઇચ્છતા હો, તો આ સઘળી ચાલાકી છોડી દો. મને છેતરે એવો માઇનો પૂત હજીસુધી નથી જન્મ્યો.

**મહીન્દ્ર**—શું હું તમને છેતરવાનું કહું છું ? અણવિશ્વાસ તો તમારા મનમાં છે !

**મહેન્દ્ર**—તમે એક વિશ્વાસુ છો એટલે બસ છે. હું ભલે અણ-વિશ્વાસુ રહ્યો.

**મહીન્દ્ર**—વાત એ છે કે સંજીવચંદ્ર કાંઇ જેવો તેવો માણસ નથી. તે જ્યારે જાણશે કે વિમળા હજી મરી ગઇ નથી–જીવતી છે; ત્યારે તે વિમળાનું કદિ પણ ખૂન કરવા દેશે નહિ, તેને જીવતી ને

જીવતી પાછી લઇ જશે-પ્રત્યેક પળે એ સંદેહ મારા મનમાં ઉભો થાય છે. તેથી કહું છું કે અત્યારે ને અત્યારે તે છોકરીને જો મારી નાંખો, તો તેનો બાપ અને તે બેટો સંજીવચંદ્ર પ્રત્યક્ષ જુએ કે તે મરી ગઈ છે-ત્યારપછી ચિતામાં નાંખીને તેને બાળી દે; ત્યારે હું સમજું કે હાં હવે ઠીક થયું-હવે કોઇ જાતનો સંદેહ નથી-તેમ કોઇ પ્રકારનો ભય રાખવાનું પણ કશું કારણ નથી.

મહેન્દ્ર—તમે શું એમ ધારો છો કે હું તમારી પાસેથી સહી કરાવી લઇને પછી તે છોકરીને તેના બાપની પાસે મૂકી આવીશ? જો મારે એમ જ કરવું હોય, તો હું તમારી પાસેથી ખત શામાટે કરાવી લઉં? એમ કરવાથી મને તમારી પાસેથી શું મળી શકે? કશું મળી શકે નહિ. મહીન્દ્રનાથ! તમે એવો વિચાર મનમાં લાવશો નહિ. તમારે માટે મેં જે જે કર્યું છે, તે ધ્યાનમાં લઇને-જો તમે અકૃતજ્ઞ ન થાઓ અને જો સમજતા હો તો આ મારી વાતમાં તમારે અસંમત ન થવું જોઇએ. તમારા કામમાં-તમારે માટે મારો એકનો એક પુત્ર હતો, તે પણ ગુમાવ્યો છે, તે મારા પાપનું ફળ મને મળ્યું છે—આટલી વારમાં શું તમે તે સઘળી વાત ભૂલી ગયા?

મહીન્દ્ર—જવા દો એ વાત, તેની અત્યારે શી જરૂર છે? જે ઘડીએ વિમળા મરશે, તે જ ઘડીએ હું તમને ખત ઉપર સહી કરી આપીશ; તેમાં બિલકુલ આનાકાની કરીશ નહિ.

મહેન્દ્ર—તમે સહી કર્યા પછી જોશો, તો વિમળાને મરી ગએલી ભાળશો.

મહીન્દ્ર—કેટલી વારમાં તેને તમે મારી નાંખશો?

મહેન્દ્ર—એમાં તે કેટલી વાર લાગવાની હતી? વધારેમાં વધારે એક કલાક તો પૂરી લાગશે પણ નહિ.

મહીન્દ્ર—વારૂ, પછી તેના મુડદાને ક્યાં નાંખશો ?

મહેન્દ્ર—તેના બાપને ઘેર આંગણામાં ફેંકાવી દઇશ.

મહીન્દ્ર—સારૂં, હવે મને વિચાર કરવાનો થોડો સમય આપો. પછી હું તમને સહી કરી દઇશ.

મહેન્દ્ર—વારૂ, મહીન્દ્રનાથ, જો કદિ તેનો કોઇ બીજો વારસ નીકળી આવશે, તો તમે શું કરશો ?

મહીન્દ્રનાથ—તમે જાણો છો કે જેની એ ધન-સંપત્તિ છે, તેનો હું સગો ભત્રીજો છું. પહેલો હું છું, મારી હયાતીમાં બીજો કોણ વારસ હોઇ શકે ? જોકે વિમળા તેની વારસ ગણાય, કિન્તુ તે તો મૃત્યુના મુખમાં પડી છે. બીજો એક વારસ દેવીદાસ છે, તેને તો મારાઓએ ક્યારનોએ યમદ્વારમાં પહોંચાડી દીધો છે. મેં ખબર સાંભળ્યા છે કે તે અધમૂઓ થઇને પડ્યો છે. મારો હુકમ થતાં જ તેનું મસ્તક કાપી નાંખવામાં આવશે, તેમાં કશો સંદેહ નથી; તે હુકમ પણ મેં ક્યારનોએ કરી દીધો છે.

મહેન્દ્ર—વારૂ, મહીન્દ્રનાથ, તમારા કાકા તેની ધનસંપત્તિમાં તમારો બિલકુલ ભાગ નહિ, એવું ખરાબ વસિયતનામું કેમ લખી ગયા ?

મહીન્દ્ર—મારી ચાલચલગત ઉપર તેને તિરસ્કાર ઉપજવાથી તેણે મને ઘરમાંથી મારીને કહાડી મૂક્યો હતો, ત્યારથી હું આ દેશ છોડીને પરદેશમાં રહેતો હતો. પછી ફરીથી કદિ પણ આ દેશમાં હું આવ્યો ન હતો, હવે મારો હેતુ સિદ્ધ કરવા માટે હું આવ્યો છું.

મહેન્દ્ર—જ્યારે તમે આટલા દિવસ સુધી દેશ છોડીને પરદેશમાં રહ્યા, ત્યારે હવે તમારો પરિચય આપીને તે ધનસંપત્તિના વારસ હોવાનું પ્રમાણ આપતી વખતે બહુ કઠીનતા પડશે.

મહીન્દ્રનાથ—કશી કઠીનતા નડવાની નથી. દેવીદાસને તો જાણે

મારાઓએ મારી નાંખ્યો હશે-બાકી વિમળા એક છે, તે પણ હમણાં મરી જશે; તો પછી એ ધનસંપત્તિનો અધિકારી થવામાં મને કોણ અડચણ કરશે ?

મહીન્દ્ર—કેમ, વિમળાના મૃત્યુ પછી તો વિમળાનો પિતા તેની દિકરીની વતી તે ધનસંપત્તિનો અધિકારી થઈ શકે ?

મહીન્દ્ર—તે બાબતનો પણ મેં અગાઉથી બંદોબસ્ત કરી રાખ્યો છે. જે અસલ વસિયતનામું છે, તે મેં ઘણા દિવસ પહેલાં હાથ કરી લીધું છે. જે દિવસ રાત્રે આપણે રામકુમાર બાબુનું ખૂન કરવા માટે તેના શયનભવનમાં પ્રવેશ કર્યો હતો, તેજ રાત્રે મેં તે અસલ વસિયતનામું તેના ઘરમાંથી ઉપાડી લીધું હતું.

મહેન્દ્ર—તે સાચવી રાખ્યું છે કે ?

મહીન્દ્ર—એ તમારે કહેવું ન પડે.

મહેન્દ્ર–સારૂં, ત્યારે હવે સહી કરી આપો, હું પણ વિમળાને હમણાં પૂરી કરી નાંખું છું.

મહીન્દ્રનાથ–સારૂં, જ્યારે તમને વિશ્વાસ નથી આવતો, ત્યારે લાવો સહી કરી આપું.

મહેન્દ્ર–એક બીજી વાત કહેવાની એ છે કે જ્યારે તમે એ સઘળું દ્રવ્ય લેવા જશો, ત્યારે સઘળા લોકો આ ખૂનનો સંદેહ તમારા પર લાવશે, તેનું શું થશે ?

મહીન્દ્રનાથ-તેને માટે પણ મેં એક ગોઠવણ કરી રાખી છે. કેમ પેલા ફાટેલા પત્રની વાત ભૂલી ગયા છો ? જ્યારે વિમળાના લગ્નની રાત્રે આપણે જે ઘરમાંથી વિમળાને ઉપાડી લાવ્યા, ત્યારે તે ઘરમાં એક ફાટેલો પત્ર પણ હું ફેંકતો આવ્યો છું. તે પત્રમાં દેવીદાસે ખૂન કર્યું હોય, એવો ભાવાર્થ હતો; તેથી સઘળા લોકોને વિમ-

ળાના ખૂનનો સંદેહ દેવીદાસના ઉપર આવ્યો હશે.

મહેન્દ્ર–કેમ, તેમાં દેવીદાસનું નામ તો લખ્યું ન હોતું; ક, ખ, ગ, ઘ, ઙ, લખેલું હતું.

મહીન્દ્રનાથ–તે પત્ર વાંચવાથી સહજમાં જાણી શકાય કે તે દેવીદાસનો લખેલો છે. તે સિવાય જે જ્યોતિષી પ્રથમ આવીને ભવિષ્ય ભાખી ગયો હતો, તેની સાથે તે પત્ર બરાબર મળતો આવવાથી દેવીદાસે જ વિમળાનું ખૂન કર્યું છે એમ નક્કી થશે; વળી હું જીવતો છું કે મરી ગયો છું, તે અહીં કોઇ જાણતું નથી; તેમ છતાં હજી પણ છ–સાત માસ હું બહાર રહી આવીશ. જ્યારે જોઇશ કે સઘળી ગરબડ શાન્ત થઈ ગઇ છે અને લોકોને મારાપર સંદેહ લાવવાનું કશું કારણ મળ્યું નથી, ત્યારપછી ધીમે ધીમે મારૂં કામ કહાડી લઇશ.

મહેન્દ્ર–તમે તો બહુ ઉસ્તાદ છો ને શું!

મહીન્દ્રનાથ–આવા કામમાં જો એ પ્રમાણે ઉસ્તાદી ન વાપરીએ તો ચાલે કેમ?

આ સઘળી ગુપ્ત વાત સંજીવચંદ્રે સ્પષ્ટ રીતે સાંભળી. હવે શું કરવું તેનો તે વિચાર કરવા લાગ્યો. જો અત્યારે કોઈ સારો ઉપાય નહિ યોજવામાં આવે, તો વિમળાનું નક્કી મૃત્યુ થશે અને મારો આટલો બધો પરિશ્રમ–આટલો બધો ઉદ્યોગ એ સઘળું વૃથા જશે. તેઓની વાતચીત ઉપરથી એટલું તો સમજી શકાય છે કે વિમળા આ સ્થળે જ છે. અત્યારે જો તેને જરા પણ અવસર આપવામાં આવે, તો તે દુરાત્મા મહેન્દ્રનાથ હમણાં જ વિમળાનું ખૂન કરી નાંખે. નસીબ ઉપર આધાર રાખીને તે એક છલંગ મારીને તે ઘરમાં જઇ પહોંચ્યો. ઘરની અંદરની બંને વ્યક્તિઓ આ શી હકીકત છે, તે જાણે તે પહેલાં તો સંજીવચંદ્રે મહેન્દ્રનાથના હાથમાંનો છરો બળપૂર્વક

ખુંચવી લીધો અને તેઓની સામે પિસ્તોલ ધરીને બોલ્યોઃ "જો તમારૂં ભલું ઇચ્છતા હો, તો જેમ બેઠા છો, તેમજ બેસી રહો. એક પગલું જો આગળ ભરશો તો મરી ગયા સમજજો."

બંને જણા ભય પામીને સંજીવચંદ્રને તાબે થઈ ગયા.

સંજીવચંદ્રે તે બંનેના હાથ પાછળ બાંધીને હાથકડી લગાવી દીધી અને બંનેની હાથકડી ભેગી બાંધીને તે બહાર આવતો રહ્યો. તેઓ ઘરની અંદર રહ્યા. સંજીવચંદ્ર તે ઘરનું દ્વાર બંધ કરીને તાળું લગાડીને વિમળાની શોધ કરવા ઘરની ઉત્તર બાજુએ ચાલ્યો.

## પ્રકરણ ૪૦ મું.

### વિમળાનું શું થયું ?

સંજીવચંદ્ર બહાર આવીને કેટલેક દૂરસુધી આગળ ચાલ્યો, એટલામાં સ્ત્રીના કંઠમાંથી ઉચ્ચરેલો શબ્દ તેના સાંભળવામાં આવ્યો. જે દિશામાંથી તે અવાજ આવતો હતો, તે દિશા લક્ષમાં રાખીને થોડેક દૂર જતાં તેના જોવામાં આવ્યું કે એક ઓરડામાં બે બાલિકાઓ બેસીને પરસ્પર વાતચીત કરે છે. એકનું વય ધારણા કરતાં ઓછું જણાય છે. તે મેલા બિછાનામાં સૂતી છે. બીજી તેના બિછાનાની પાસે ઉદાસીન ચહેરે બેઠી છે. તેનું વય પંદર વર્ષથી વધારે લાગતું નથી.

તે ઓરડાના દ્વારની સામે અસંખ્ય છિદ્રોવાળો એક પડદો લટકતો હતો અને તે ઓરડાની અંદર એક ખૂણામાં ઝાંખો દીવો ટમટમતો હતો. સંજીવચંદ્રે પડદાના છિદ્રમાંથી ઉભયને સારી રીતે જોઈ લીધી. તેણે જાણ્યું કે પોતે જે ઉદ્દેશથી આવ્યો છે, તે સિદ્ધ થાય એમ

લાગે છે. જે બાલિકા બિછાનામાં સૂતી છે, તે વિમળા સિવાય બીજું કોઇ નથી, અને જે તેના બિછાના પાસે બેઠી છે, તે પરિમલદેવીની યમજ ભગિની છે. સંજીવચંદ્ર તુર્ત જ સમજી ગયો કે જેને પોતે રામકુમાર બાબુના બગીચામાં અટ્ટાલિકાના બીજા માળની બારીમાં જોઇ હતી તથા જેને વિમળાના શયનભવનમાં બારવટીઆઓને માર્ગ બતાવતી જોઇ હતી તથા ત્યારપછી થોડી વારે તેની સન્મુખ થઇને જેને એકદમ દોડી જતાં જોઈ હતી, તે જ તે રમણી પરિમલની યમજ-ભગિની હતી !

અત્યંત આનંદમાં આવી જઈ ને જેવો સંજીવચંદ્ર તે ઘરની અંદર પ્રવેશ કરવા જાય છે, કે તુરત જ વિમળાના બિછાના પાસે બેઠેલી સુંદરી હાથમાં છરો લઇને પથારીમાંથી ઊભી થઈ. તે બોલી: "ખબરદાર, આ ઘરમાં જો પગ મૂકશો, તો મરી જશો. જો જીવતા રહેવાની આશા હોય તો મારી વાત સાંભળો, નહિતો આ છરો તમારા છાતીમાં ઘોંચી ઘાલ્યા વિના રહીશ નહિ.

સંજીવચંદ્રે બિલકુલ ભય પામ્યા સિવાય તે ઘરની અંદર પ્રવેશ કર્યો. જેવી તે છરો હાથમાં લઈને આઘાત કરવા આવી કે તુર્ત જ સંજીવચંદ્રે તેના બંને હાથ મરડીને પાછળ પકડયા અને બની શકે તેટલી ઉતાવળથી તેના હાથમાંનો છરો ખુંચાવી લઇને ભોંયપર ફેંકી દીધો. તે મંદ હસીને બોલ્યો: "તમે ધ્યાનમાં રાખજો કે મારાવડે તમારૂં મંગળ જ થશે-અમંગળ થશે નહિ. મને તમારો ઉપકારી ભાઈ જાણજો."

દીવાના ઝાંખા અજવાળામાં સંજીવચંદ્રને ઓળખી શકવાથી રોષમાં ઉન્મત્ત બનેલી બાલિકા આનંદથી અધીર ચિત્તે બોલી: "આપ સંજીવચંદ્ર ? ! આપ અમારી રક્ષા કરો. મેં ધાર્યું કે પાપિષ્ઠ

મહેન્દ્રનાથ વિમળાનું ખૂન કરવા આવ્યો અને તેથી છરો લઇને હું આપની સામે થઇ; પરંતુ એટલામાં આપને જોઈને હું ઘણી રાજી થઈ છું. આપ બરાબર યોગ્ય સમયે આવી પહોંચ્યા છો—પાપિષ્ઠો આજે વિમળાનું ખૂન કરવાનો વિચાર કરે છે. ( વિમળા તરફ દૃષ્ટિ કરીને તે બોલી. ) " વિમળા, હવે આપણે ભય રાખવાનું કશું કારણ નથી. "

વિમળા તે વખતે ભયથી થરથર ધ્રૂજતી હતી. તેનો નિસ્તેજ ચહેરો વધારે નિસ્તેજ થઇ ગયો હતો. તેના મુખમાંથી એક પણ શબ્દ બહાર નીકળી શક્યો નહિ. ધ્રૂજતી ધ્રૂજતી ભયથી વિહ્વળ બની ગએલી વિમળા ઉઠીને પથારીમાં બેઠી અને સંકોચપૂર્ણ નેત્રે સંજીવચંદ્રના મુખ સામે નીરવતાથી જોઈ રહી.

સંજીવચંદ્ર તેને શંકિત બનેલી જોઈને બોલ્યો: " વિમળા, હું તારો ઉદ્ધાર કરવા માટે આવ્યો છું—મારાથી ભય પામવાનું તને કશું કારણ નથી. "

આનંદથી વિમળાનાં બંને નેત્રોમાં જળ ભરાઇ આવ્યું. તે રડવાનો પ્રયત્ન કરવા લાગી; કિન્તુ સંજીવચંદ્રે તેને આશ્વાસન આપીને શાંત કરી.

મોટી ઉંમરની બાલિકા બોલી: " અત્યારે ને અત્યારે આપ અમને અહીંથી લઈ જાઓ—નહિતો સત્યાનાશ વળી જશે; દુરાત્મા મહેન્દ્રનાથ હમણાં આવીને વિમળાનું ખૂન કરી નાંખશે. "

સંજીવચંદ્રે કહ્યું: " મારી હાજરીમાં તમારે કોઇ પણ પ્રકારનો ભય રાખવાની જરૂર નથી, હું તેઓને કેદ કરીને આવ્યો છું. મહેન્દ્રનાથ અને મહીન્દ્રનાથ સિવાય આ મકાનમાં બીજું કોઈ છે ? "

" ના, સઘળા સંધ્યાકાળ પહેલાં કોણ જાણે ક્યાંય ચાલ્યા

ગયા છે—આજ હવે તેઓ આવશે નહિ; જો કદિ આવશે, તો પાછલી રાત્રે આવશે."

"તો પછી હવે તમારે કશો ભય રાખવાની જરૂર નથી. હું તમને કેટલીક વાત પૂછવાને ઇચ્છું છું."

"કઇ વાત? બોલોને—હું તમારાથી કોઈ પણ વાત ગુપ્ત રાખીશ નહિ."

"તારૂં નામ શું?"

"નિરમલ."

તે સાંભળીને સંજીવચંદ્રને એકાએક નવી વાતનું સ્મરણ થઇ આવ્યું; તેને બગીચામાંથી લોહીના ડાઘવાળો જે રૂમાલ હાથ આવ્યો હતો, તે ખિસામાંથી બહાર કહાડીને બોલ્યોઃ "ત્યારે શું આ રૂમાલ તારો છે?"

નિરમલ બોલીઃ "હા, એ રૂમાલ મારો છે. જુઓને આ મારૂં નામ લખેલું છે. લોહીથી આગલો એક અક્ષર ઢંકાઇ ગયો છે!

સંજીવચંદ્ર—તું આ પાપિષ્ઠોની મંડળીમાં શી રીતે દાખલ થઈ?

નિરમલ—શી રીતે દાખલ થઈ? તે વાત ઘણી મોટી છે.

સંજીવચંદ્ર—હું ધારૂં છું કે આ મંડળીમાંના કોઈ પણ પુરૂષ સાથે તેં પ્રેમ બાંધ્યો હશે!

નિરમલનાં બંને વિશાળ નેત્રો લાલચોળ થઈ ગયાં. તે બોલીઃ "ખબરદાર, વિચાર કરીને વચન બોલજો."

સંજીવચંદ્ર—ત્યારે શી હકીકત બની છે, તે તું ખુલ્લે ખુલ્લી મને જણાવી દે.

નિરમલ—શું જણાવી દઉં કહો.

સંજીવચંદ્ર—તું આ ટોળીમાં શી રીતે દાખલ થઈ?

નિરમલ—ત્યારે સાંભળો—હું આપને મારી સઘળી વાત કહું છું. લગભગ આઠ વર્ષ પહેલાં—જ્યારે મારી ઉંમર માત્ર છ વર્ષની હતી, તે વખતે મારાં મા બાપ, હું અને એક મારી બ્હેન એટલાં જણાં ગંગાજીની યાત્રા કરવા ગયાં હતાં, ત્યાં કમનસીબે અમારી નૌકા ડૂબી જવાથી અમે પાણીમાં પડી ગયાં. એક વૃદ્ધ બ્રાહ્મણે મને બચાવી લીધી. તેણે મારાં માબાપ અને મારી બ્હેનને માટે ઘણી શોધ કરી; કિન્તુ કશો પત્તો લાગ્યો નહિ. છેવટે તે તેને મકાને મયમનસિંગ નામના ગામમાં મને લઈ ગયો. ત્યાં તે તથા તેની પત્ની મારા પર બહુ પ્રેમ રાખતાં. તેમને કાંઈ પણ સંતાન નહિ હોવાથી તેઓ મને તેમની પુત્રી તરીકે ગણવા લાગ્યાં. હું કદિ પણ તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરતી નહિ. તેમનું કહેવું હું શિરે ચડાવતી. લગભગ સાત—આઠ વર્ષસુધી હું તેમની કૃપા નીચે રહી, તે દરમિયાન કદિ પણ તેઓ મારા પર ગુસ્સે થયાં નહોતાં. ત્યારપછી પાપિષ્ઠ મહીન્દ્રનાથ અમારે ઘેર આવજા કરવા લાગ્યો અને મને તેની પાપ જાળમાં ફસાવવા માટે અનેક પ્રકારની લાલચો બતાવવા લાગ્યો. તે સ્થળે મહેન્દ્રનાથ—હું ધારૂં છું કે તેને પણ આપ ઓળખતા હશો—તે પણ અમારા પડોશમાં રહેતો હતો. તેને નરેન્દ્ર નામે એક છોકરો હતો, તે તે દિવસે મરી ગયો છે—તે પણ આપ જાણુતા હશો; તેના લોહીના ડાઘ આ રૂમાલને પડ્યા છે. તે નરેન્દ્રનાથની સાથે મહીન્દ્રનાથે ભાઇબંધી કરી હતી. ઉભયનાં ચરિત્ર એકસરખાં હોવાથી થોડી જ મુદ્દતમાં તે બંને વચ્ચે ગાઢ મિત્રતા બંધાઇ. નરેન્દ્રનાથ અમારા ઘરની સામે રહેતો હતો, તે ઘણી વખત મારી સાથે વાતચીત કરતો હતો, હું પણ તેની સાથે વાતચીત કરવામાં કશો વાંધો જોતી નહિ. છેવટે તેનો ખરાબ અભિપ્રાય હું સારી રીતે સમજી ગઈ. પછી મેં નરેન્દ્ર-

નાથની સાથે વાતચીત કરવાનું બંધ કર્યું. ત્યારથી ઘરની બહાર પણ નીકળવાનું મેં બંધ કર્યું. નરેન્દ્ર અને મહીન્દ્રનાથ તેઓનો દુષ્ટ અભિપ્રાય સિદ્ધ કરવા માટે અનેક મંત્રણાઓ કરવા લાગ્યા. આજથી પંદર દિવસ પહેલાં હું સંધ્યાકાળ પછી સ્નાન કરીને ઘર તરફ ચાલી આવતી હતી, એટલામાં અચાનક ક્યાંયથી પાંચ–સાત જણા દોડતા આવીને–મને કાંઈ પણ બોલવા નહિ દેતાં મારા હાથ, પગ, મોઢું વગેરે અવયવો બાંધીને તેમને ઘેર લઈ ગયા. છેવટે મારા જાણવામાં આવ્યું કે, એ નક્કી મહીન્દ્ર અને નરેંદ્રનું જ પાખંડપણું હતું. ત્યારપછી મને આ વનની અંદર લવીને રાખી અને તેઓની દુષ્ટ લાલસાની સાધના માટે અનેક પ્રપંચો કરવા લાગ્યા, પરંતુ હું બહુ ચોક્કસીથી રહેતી હતી. જેમ કોઈ મનુષ્ય સર્પના દર પાસે સૂતું હોય અને જેમ બહુ સાવચેત રહે તેમ હું સાવચેત રહેતી હતી; ત્યારપછી તેઓ એક દિવસ રાત્રે વિમળાનું હરણ કરી લાવ્યા. મેં તેઓને તે કામમાં ઘણી મદદ કરી હતી. વિમળાને કબજે રાખવાનો ભાર તેઓએ મારા ઉપર મૂક્યો હતો. ત્યાંસુધી મહીન્દ્રનાથે મારા પર કોઈ પણ પ્રકારનો અત્યાચાર કરવાનો પ્રયત્ન કર્યો નહોતો, એવી શરતથી કે મારે વિમળા સંબંધી કશી વાત કોઇને જાહેર કરવી નહિ; વળી મારાથી જે બની શકે તે તેઓને સહાય પણ કરવી. એના બદલામાં તેમણે મારા પર કોઈ જાતનો અત્યાચાર કરવો નહિ. આવા પ્રકારની શરતો અરસપરસ પાળવા માટે અમોએ અહીંની દુર્ગાદેવી પાસે સોગંદ લીધા હતા. પાપિષ્ઠ મહીન્દ્રનાથે તે સોગંદ આજસુધી બરાબર પાળ્યા હતા; કિન્તુ આજ મધ્યાન્હકાળે તે દુષ્ટની મતિ ફરી હતી. તેની દુષ્ટ વાસના તૃપ્ત કરવા માટે તેણે મને કેટલાએ કાલાવાલા કર્યા, કેટલીએ લાલચો બતાવી; કિન્તુ હું એકની બે થઈ નહિ.

સંજીવચંદ્ર—વારૂ, ત્યારપછી વિમળાનું શું થયું?

નિરમલ—જે દિવસે પ્રથમ તેઓ વિમળાને લાવ્યા, ત્યારે તેને તેઓ મારી પાસે મૂકી ગયા. વિમળાએ મને જોઈને કહ્યું કે તમારા જેવી જ મારે એક ફોઈની દીકરી બ્હેન છે. તેનો ને તમારો ચહેરો તદ્દન મળતો આવે છે. ત્યારે મેં પૂછ્યું, તેનું નામ શું? તેણે જવાબ આપ્યો કે પરિમલદેવી. પરિમલદેવીનું નામ સાંભળતાં જ મને સ્મરણ થઈ આવ્યું કે તે મારી બ્હેન છે અને સાથે સાથે એ પણ જાણવામાં આવ્યું કે વિમળા મારા મામાની દીકરી બ્હેન થાય. ત્યાંસુધી હું એમ જાણતી હતી કે આ જગતમાં મારે કોઈ નથી, કિન્તુ આ સમાચાર સાંભળીને હું ઘણી રાજી થઈ. ત્યારથી વિમળાની કેવી રીતે રક્ષા કરૂં–કેવી રીતે તેનો ઉદ્ધાર કરૂં એ જ વિચારો કર્યા કરૂં છું; કિન્તુ અત્યારસુધીમાં કશો ઉપાય કરી શકી નથી.

સંજીવચંદ્ર—તારાં લગ્ન કર્યાં નથી?

નિરમલ—મયમનસિંગ ગામમાં કોણ મારૂં સગું છે અને કોણ મારી નાતનું છે, એ જાણ્યા વિના શી રીતે લગ્ન કરી શકાય?

સંજીવચંદ્ર—તમે અત્યારે મારી સાથે આવવાને ઇચ્છો છો કે હજી થોડા દિવસ આ ટોળીમાં આવી રીતે રહેવાને ઇચ્છો છો? શી તમારી ઇચ્છા છે, સ્પષ્ટ જણાવી દો!

નિરમલ—હું આપને પગે લાગીને વિનતિ કરૂં છું કે મારે તમારી સાથે આવવાની ઇચ્છા છે. વધારે શું કહું? મારા હૃદયમાં કેટલું દુઃખ થાય છે, તે આપ શી રીતે સમજી શકો? વિમળા મળી આવવાથી હું જીવતી રહું છું, નહિતો મારે આત્મહત્યા નક્કી કરવી પડત. આપને પગે લાગું છું કે વિમળાને અને મને અહીંથી જલ્દી લઈ જાઓ. અમારૂં નસીબ ઘણું મંદ છે, તેથી વિપત્તિ ઉપસ્થિત

થવાને જરા પણ વિલમ્બ લાગશે નહિ. અમને આ સ્થળેથી જલ્દી લઇ જાઓ—જો કદિ મને લઈ જવાને ન ઇચ્છતા હો તો વિમળાને તો નક્કી લઈ જાઓ. હું તો આપની સન્મુખ આ છરો (ફેંકી દીધેલા છરાને ભોંયપરથી ઉપાડી લઈને બોલી) મારા હૃદયમાં ઘોંચી ઘાલીને આપની સન્મુખ પ્રાણ વિસર્જન કરીશ અને જો કદિ તમારાથી બની શકે તો અમને બંને જણીઓને આ વિપત્તિમાંથી બચાવો.

સંજીવચંદ્ર—એટલા માટે જ હું આ સ્થળે આવ્યો છું. ચાલો, મારી સાથે ચાલો.

---

## પ્રકરણ ૪૧ મું.

### ત્યારપછી શું થયું?

વિમળા અને નિરમલને સાથે લઈને સંજીવચંદ્ર રામકુમાર બાબુની અટ્ટાલિકામાં આવી પહોંચ્યો. વિમળા અને નિરમલને દિવાનખાનામાં બેસવાનું કહીને સંજીવચંદ્ર આનંદપૂર્ણ હૃદયે રામકુમારને મળવા માટે ચાલતો થયો.

અત્યારે રામકુમારબાબુ, દેવીદાસ અને પરિમલદેવી ઓટલે બેસીને વાતચીત કરતાં હતાં. એવા સમયમાં મંદ હાસ્ય કરતો કરતો સંજીવચંદ્ર ત્યાં આવી પહોંચ્યો. અધીરી પરિમલદેવી તેને જોઈને તુરત ઉઠીને ઉભી થઈ ગઇ અને ઉત્સુકતાથી બોલી: "વિમળા કયાં છે? મારી બ્હેન કયાં છે? શું થયું તેનું? હું ધારૂં છું કે તમે કાર્ય સિદ્ધ કરી શકયા ન—"

તેને આગળ બોલતી અટકાવીને સંજીવચંદ્ર વચમાં બોલી ઉઠયો:

"હું આજસુધીમાં કદિ પણ કોઈ પણ કાર્ય સિદ્ધ કર્યાં વિના પાછો ફર્યો જ નથી—આજે પણ તેમ જ જાણજે."

પરિમલદેવી—ત્યારે વિમળા કયાં છે ?

સંજીવચંદ્ર—વિમળા અને તારી ભગિની નિરમલ એ બંને જણીઓ દિવાનખાનામાં બેઠી છે, ઇચ્છા હોય તો જોઈ આવ જા.

સંજીવચંદ્રની વાત પૂરી થઈ—ન થઇ એટલામાં તો ત્યાં આનંદનો ધ્વનિ થઈ રહ્યો. તે ધ્વનિ તુર્ત જ દિવાનખાના તરફ છૂટયો.

* * * * *

હર્ષમાં ઉન્મત્ત બની ગએલા રામકુમારબાબુએ પોતાની પુત્રી વિમળાને જોતાં જ એકદમ હૃદય ઉપર ઉંચકી લીધી અને ભગિની નિરમલના સ્કંધ ઉપર પરિમલદેવીના આનંદાશ્રુનો વરસાદ અજસ્ત્રધારે વરસવા લાગ્યો.

ત્યારપછી લગભગ બે કલાક જેટલો વખત પરસ્પર એક બીજાને વીતેલા વિતકનું વર્ણન કરવામાં ગયો.

* * * * *

સંજીવચંદ્રે મહીન્દ્રનાથ, મહેન્દ્રનાથ અને ટુનુયાને પોલિસને હવાલે કર્યા. કાર્ય સમાપ્ત થયા પછી તે એક દિવસ કોઇને પણ મળ્યા વિના—કોઈને કશું પણ કહ્યા વિના એકાએક અદૃશ્ય થઈ ગયો. રામકુમારબાબુએ તેને યોગ્ય ઇનામ આપવા માટે ઘણી શોધ કરી; કિન્તુ કશો પત્તો મળ્યો નહિ. આ બનાવથી પરિમલદેવીનું હૃદય નિરાશાથી એકાએક ભાંગી ગયું. તેનું કારણ વાચકોથી અજાણ્યું નથી.

મહીન્દ્રનાથનાં માતાપિતા તેની બાલ્યાવસ્થામાં જ મરી ગએલાં હોવાથી તે નાનપણમાં જ દારૂડીયો અને વેશ્યાસક્ત બની ગયો હતો. કોઈ કોઇ વખત તેના કાકા ઘનસ્યામ મુખોપાધ્યાયના ઘરમાંથી ઘરેણાં વગેરેની ચોરી કરીને દારૂ પીવાની જોગવાઇ કરતો હતો; તેથી તે તેના કાકાની આંખો આગળ એક શૂળ રૂપ થઈ પડયો હતો.

વળી વધારામાં ધનસ્યામ મુખોપાધ્યાય અત્યંત કૃપણ હતો. એક દિવસ મહીન્દ્રનાથે તેના કાકાના ઘરમાંથી ૧૫૦૦) રૂપિઆના ઘરેણાની ચોરી કરી. આથી તેનો કાકો તેને પોલિસના હાથમાં સોંપવાનો પ્રયત્ન કરવા લાગ્યો; કિન્તુ તે એકાએક પરદેશમાં ન્હાસી ગયો. ત્યાં તે એક વેસ્યાની સાથે પ્રેમમાં પડ્યો. વેસ્યાએ નાના પ્રકારની ચતુરાઈથી તેનું સઘળું દ્રવ્ય ધૂતી લીધું અને છેવટે તેને કહાડી મૂકયો. એક વખત નિરમલદેવી તેની દૃષ્ટિએ પડી, તેને અનેક પ્રકારની લાલચો બતાવીને પોતાને હાથ કરી લેવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એટલામાં તેના કાકા ધનસ્યામ મુખોપાધ્યાયના મૃત્યુના સમાચાર તેના સાંભળવામાં આવ્યા; તેની ધનસંપત્તિ પોતાને હસ્તગત કરવાના ઉદ્દેશથી તે દેશમાં પાછો આવ્યો. આવીને તુર્ત જ નિરમલદેવીનું હરણ કરીને પલાયન કરી ગયો. છેવટે ચંડીતલાના વનની અંદર એક જીર્ણ થઈ ગએલા મકાનમાં નિરમલદેવીની સાથે તે રહેવા લાગ્યો. થોડા જ વખતમાં ચાર પાંચ દુષ્ટ મિત્રોની એક ટોળી ઉભી કરીને તેણે વિમળાનું હરણ કર્યું. છેવટે સુદક્ષ અને ચતુર ડિટેકટીવ (જાસૂસ) સંજીવચંદ્રે અદ્‌ભુત ચાલાકી વાપરી તે બંને બાલિકાઓને તે દુષ્ટોના હાથમાંથી છોડાવી, તે વાત વાચકોથી અજાણી નથી.

એકાદ માસની અંદર શુભ દિવસ નક્કી કરીને રામકુમારબાબુએ દેવીદાસની સાથે વિમળાના અને ગામના એક સારા માણસના સુપુત્ર સાથે નિરમલદેવીનાં લગ્ન કરી નાંખ્યાં. પરિમલદેવીના લગ્નની પણ તેણે સઘળી તૈયારી કરી રાખી હતી; કિન્તુ તે કોઈ પણ પ્રકારે લગ્ન કરવાને સંમત થઈ નહિ. ત્યારપછી એક બે દિવસમાં રામકુમારના જાણવામાં આવ્યું કે પરિમલદેવીની ઇચ્છા સંજીવચંદ્રની સાથે લગ્ન કરવાની છે. તેણે એક દિવસ ગુપ્ત રીતે પરિમલદેવીના મુખેથી એ વાત સાંભળી હતી.

# પ્રકરણ ૪૨ મું.

## ઉપસંહાર.

લગભગ ત્રણ માસ વીતી ગયા છે. સંજીવચંદ્રનો હજીસુધી કશો પત્તો મળ્યો નથી. એક દિવસ સંધ્યાકાળ પછી—જ્યારે પૂર્ણીમાનો ચંદ્ર સંપૂર્ણ રીતે આકાશમાં ખીલી રહ્યો છે, તેનાં શુભ્ર કિરણો પૃથ્વી દેવીના વક્ષસ્થળ ઉપર નાચ કરી રહ્યાં છે, શીતળ, મંદ અને સુગંધમય વાયુ લહરીઓ લહેકી રહી છે, નવરંગિત પુષ્પોની સૌરભ સર્વત્ર પ્રસરી રહી છે; તે વખતે પરિમલદેવી બગીચાના એક ભાગમાં બેસીને પોતાના ભાગ્ય વિષે વિચાર કરે છે. વિચાર કરીને કાંઈ પણ સ્થિર નહિ કરી શકવાથી વ્યાકુળ બની જાય છે. એવા સમયમાં ત્યાં એક વ્યક્તિ જરા પણ અવાજ થાય નહિ તેવી રીતે અત્યંત ધીમેથી આવીને ઉભી રહી. જેવી તે વ્યક્તિ એકાએક પરિમલદેવીની સામે આવીને ઉભી રહી કે તુર્ત જ તેને જોઈને પરિમલદેવી ચમકી જઇને એકદમ ઉભી થઈ ગઈ. એકાએક કાંઇ પણ બોલી નહિ શકવાથી તે નીચું મ્હોં રાખીને નીરવતાથી ઉભી રહી.

આગંતુક પરિમલદેવીના બંને હાથ પકડીને બોલ્યો: “ પરિમલ ! મારા ઇનામનું શું થયું ? તેં મને છેતર્યો ? ”

પ્રિય વાચક ! તું આગંતુકને ઓળખી શકયો હોઈશ કે એ આપણો સંજીવચંદ્ર જ હતો.

પરિમલદેવી માથું ઉંચું નહિ કરતાં નીચું વદન-રાખીને મધુર કંઠે બોલી: “ આપને મારા મામા ઘણા દિવસથી શોધે છે, તે તમને જોઇને બહુ ખુશ થશે. આજસુધી આપ ક્યાં હતા ? ”

સંજીવચંદ્ર—તારા મામાની વાત છોડી દે—હું તારી વાત પૂછું

છું. તારી પ્રતિજ્ઞા ભૂલી ગઈ છે? કદિ ભૂલ પણ થાય.

પરિમલદેવી—મારી પાસે શું છે, તે હું આપને આપું?

સંજીવચંદ્ર—હાં, હવે તો એમ જ બોલીશ ના, કામ પૂરૂં થયું એટલે બસ, કેમ ખરૂં કે પરિમલ?

પરિમલદેવી—આપનો ઉપકાર હું આ જીંદગીમાં કદિ પણ ભૂલી શકીશ નહિ.

સંજીવચંદ્ર—એમાં મને લાભ શો? કામ થયા પછી તું મને છેતરે છે કેમ નહિ? તે વખતે તો તું મને તારો પ્રાણ સુદ્ધાં આપવાનું કહેતી હતી!

પરિમલદેવી—જો કદિ તેની ઇચ્છા હોય તો તે પણ આપું, બોલોને.

સંજીવચંદ્ર—હું તો તે જ માંગું છું—બીજું કશું મારે જોઈતું નથી.

પરિમલદેવી તે વાતથી બહુ લજ્જા પામી ગઈ—મ્હોં ઉંચું કરીને જોઇ શકી નહિ. સંજીવચંદ્રે હજી પણ તેના હાથ પકડી રાખ્યા હતા, નહિતો તે નક્કી પલાયન કરી ગઈ હોત.

સંજીવચંદ્રે પુનઃ કહ્યું: "ચૂપ કેમ થઇ ગઈ? બોલ, તારો દેહ મને અર્પણ કરીશ કે નહિ?"

પરિમલદેવી તે વાત ઉપર લક્ષ નહિ આપતાં બોલી: "આટલા બધા દિવસ તમે ક્યાં હતા?"

સંજીવચંદ્રે કહ્યું: "પરિમલ, હું સત્ય કહું છું કે હું તારા મામા પાસેથી ઇનામ લેવા આવ્યો નથી, કિન્તુ તારી પ્રતિજ્ઞાનું તને સ્મરણ કરાવવા આવ્યો છું."

પરિમલદેવી ત્રીજી વાર બોલી: "આજસુધી તમે ક્યાં હતા?"

જ્યારે સ્ત્રીજાતિ અત્યંત લજ્જા પામી જાય છે, ત્યારે શું બોલવું, શો ઉત્તર આપવો, તે કશું નહિ સુજવાથી એક ને એક વાક્ય

સેંકડો વાર મુખમાંથી બહાર કહાડે છે. પરિમલદેવીની પણ આજે તેવી જ દશા થઇ હતી. આજે તે વારંવાર " આજસુધી તમે ક્યાં હતા ? " એનું એ વાક્ય બોલ્યા કરતી હતી.

સંજીવચંદ્ર—મેં પોતે એક મુકદ્દમો માંડ્યો હતો. મારા કાકાની અતુલ ધનસંપત્તિ બીજાના હાથમાં ગઈ હતી. પરમેશ્વરની કૃપાથી તે પુનઃ પાછી પ્રાપ્ત થઈ છે.

પરિમલદેવી—ત્યારે હવે આપને જાસૂસપણું કરીને રખડવું પડશે નહિ.

સંજીવચંદ્ર—હું આજસુધી ઉદર-પોષણને માટે જાસૂસપણું કરતો નહોતો, કિન્તુ પારકાના ઉપકારને માટે જ કરતો હતો. હું ધારૂં છું કે એ કાર્ય તો મારે ચિરકાલસુધી કરવું પડશે.

સંજીવચંદ્ર પરિમલની પાસેથી વિદાયગિરી લઈને રામકુમાર બાબુને મળવા ગયો. રામકુમાર બાબુ તેને જોઇને અત્યંત હર્ષ પામ્યા. તે ઘણા આદરપૂર્વક તેને ઉચ્ચ આસને બેસારીને સમાચાર પૂછવા લાગ્યા.

થોડી વારે પરિમલદેવીની સાથે તેના લગ્ન કરવાની વાત નીકળી. સંજીવચંદ્ર શું તેનો અસ્વીકાર કરી શકે ? પરિમલદેવી તો તેને માટે રાહ જોઇ રહી હતી. તે માસમાં એક શુભ દિવસ જોઇને રામકુમાર બાબુએ મોટી ધામધૂમથી સંજીવચંદ્રની સાથે પોતાની બ્હેનની પુત્રી પરિમલદેવીનાં લગ્ન કર્યાં.

